[illegible]

એક નોવેલ.

# અકલમંદ બેવકૂફ!

લખનાર—મશારેક.

બનામે પાક ખુદા.

# અક્કલમંદ બેવકુફ!

## ટુંકી વાર્તાઓની એક નોવેલ


લખનાર—"મશરેક."

તે

મી૦ સોહરાબ શહેરિયાર ઈરાની

તે

"પરસ્તાને ચકરમ", "બેચેન દુન્યા", "ઘેલા ઘાંચીનું કુટુંબ", "શયલા કુંવારી", "હમશીર કે શમશીર?", "ફીતરતી ભારજા", "રંજ ને ગંજ," અને "ગુલ-આફતાબ" નામની વાર્તાઓનાં; તથા "ઝાલીમ ખબીસ", "અઠ્ઠા અઠ્ઠી", ઉર્દુ ઉપરથી "દેખાવલી દાકણ", "નીતીમાન નરગીઝ", "જીગરમાં દીગર", અને "એક બેકસ છોકરી" નામના નાટકોના; તથા "જેહાંગીરનામું" નામના ઇતીહાસના લેખક.





સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

કીંમત રૂપીઓ એક.

# દીબાચો.

—:o:—

પહેલાં પાક ખુદાનું નામ અને પછી બે બોલ બોલતાં જણાવીશ કે આ ચોપડી પેલાં બૈરાંઓ કહે તેમ "કોઈ ભારી દાહારે હાથમાં લેવાયલી" કે કેમ, તે મારકુટે જેમ તેમ જેમ તેમ થુસુક થુસુક ચાલે છપાઇને આખરે બહાર પડી છે, એ બહાર પડી છે જે માટે પાક પરવરદીગારનો હું શુક્રગુઝાર છું.

આ ચોપડીનું નામ "અક્કલમંદ બેવકુફ" છે, અને એમાં છતી અક્કલનાઓ કેવા બેઅક્કલ બને છે તેના ચીતાર મેં મ્હારી નાચીઝ શકતી મુજબ રૂજૂ કીધા છે. દરેક વાર્તામાં ઝબાનીનો જોશ અને રસીલો પ્લોટ મુકવા સાથ કુટુંબ કબીલામાં વાંચવા લાયક થઈ પડે અને લોકોને બોધ મળે તેવી ચીઝો મેં મુકી છે, જેની આશા છે કે મ્હારાં અઝીઝ વાંચનારાંઓ કદર કરશે.

બે ચાર મહીનામાં મ્હારી નવી નોવેલ જે એક આખી વાર્તાની બનેલી છે, અને જેનું નામ "ફીતરતી ભારજા" ઉર્ફે "તકદીરની તકલીફ" છે તે પાક પરવરદીગાર યારી આપશે તો બાહર પાડવાની આશા રાખુંછું, એ વાર્તા મુંબઈના જાણીના રોજીંદા પેપર "પ્રજા-મીત્ર" અને "પારસી" ના દર બુધવારના અંકમાં લગભગ સાત મહીના સુધી છપાઈ હતી અને તે ઘણી વખણાઈ હતી.

લી. દુવાગીર,
"મશરેક."

---

આ "અકલમંદ બેવકુફ" ની નોવેલ એના લેખક "મશરેક" તે મી૦ સોહરાબ શહેરીયાર ઇરાનીએ કાશીનાથ હાઉસ ધોબીતળાવ મુંબઇમાં પ્રગટ કરી છે, અને મી. મોતીલાલ શામળદાસે ધી અમદાવાદ યુનીયન પ્રીંટીંગ પ્રેસ કં૦ લી૦ ટંકશાળ અમદાવાદમાં છાપી છે. ડીસેમબર સને ૧૯૧૭.

—*—

બનામે પાક ખુદા.

---

# અક્કલમંદ બેવકુફ!

## ટુંકી વાર્તાઓની એક નોવેલ.

### લખનાર—મશરેક.

---

## લોહીનું પાણી!

### ૧.

### ઈનસાનની શકલમાં ફીરીસ્તો!

તે બીચારો છોકરો ઓટલાની બહાર બેસીને પોતાના બેઉ હાથોમાં માથું પકડીને ડચકાંપર ડચકાં ખાઈ નવધાર આંસુએ રડતો હતો!

તે ઓટલો કોટની એક સાંકડી ગલીમાં ગીચપીચ ઘરોની આખીરીએ આવેલા એક નહાના કંગાલ ઘરનો હતો, અને પેલો છોકરો તે કંગાલ ઘરનાં ભોંયતલીયામાંની અંધારી એક કોટડીમાં પોતાની મુફલીસ મા સાથે રહેતો હતો–કંગાલ તે સાંકડી ગલી હતી, કંગાલ તે ઘરનું ભોંયતલીઉં હતું, અને કંગાલ તે ઓરડીનો દેખાવ હતો. એક પેટી, થોડાંક વાસણ, એક ભાંગીતુટી કબાટમાં પડેલાં થોડાંક કપડાં, અને એક ખાટલી તે ઓરડીમાંનો માત્ર સામન હતો. ઉનાલાનો ચલકતો દીવસ છતાંબી તે અંધારી કોટડીમાં એક નહાની બતી સલગતી હતી, અને તે બતીની ઝુંક્તી રોશની બતાવતી હતી કે ત્યાંની ખાટલીપર એક અઉરત ખાંસતી–થાંસતી બીમાર પડેલી હતી!

તે અઉરત પેલા ઓટલાપર બેસીને રડતા છોકરાની માદર હતી, અને તે પગે-હાથે રસનું ઝેર વધી જવાના સબબથી આજે ખાટલે પડી હતી!

તે બીચારીથી ચલાતું-હલાતું નહીં હતું, ડાકટરની દવા સારૂ ઘરમાં પુરા પૈસા નહીં હતા, અને આજે તેનાથી રંધાયું નહીં હોવાથી પેલો છોકરો નીશાળેથી ઘર જમવા આવેલો, ઘરમાં કાંઇ ખાવાનું નહીં મલવાથી રડતો હતો !

"જાંહાંગીર, દીકરા, મારપરના જરબાઇને તાંહાં જા, તુને ઇંડું રોટલી આપસે." તે માતાએ પોતાના ભુકા બેટાને કહ્યું, "મહારેથી બીલકુલ ઉઠાયું નહીં, ને ઘેરમાં કંઇ નથી."

"નહીં, માયજી, હું જરબાઇને તાંહાં નહીં જતો-મહને પઇસા આપો :તો હું ઇરાનીને તાંહાં જઇને ખાઇ આઉં." તે છોકરાએ બજીદ થઇને કહ્યું, પણ જ્યારે ઇરાનીને ત્યાં જઇને ખાઇ લેવાના પઇસાબી તે માદર તે દીવસે હાજલ પાડી શકી નહીં ત્યારે તે રૂસાયો, રડયો, અને બાર વરસનો તે છોકરો ઓટલાની બહાર જઇને ડચકાં ખાવા બેઠો !

તે છોકરો એમ રડતો હતો, તેટલાં ઘરની એક લેનડામાં મોટે ઘરનાં કોઇ બાઇ પસાર થતાં હતાં જેવણની નઝર તે છોકરાપર પડી, અને તેવણે કોચમેનને ગાડી ઉભી રાખવાનો હુકમ આપ્યો. ગાડી ઉભી રહી ગઈ, કે તે બાઈ ગાડીમાંથી નીચે ઉતરીને તે છોકરા પાસે ગયાં, અને તેના માથાં ઉપર હાથ મુકીને પુછ્યું: "બચ્ચા, કાંય રરેછ?"

"જી, મહારાં માય ઘણાં સીક છે ને હું ભુખો છેઉ." તે છોકરાએ ઉઠીને તે બાઇની ઇઝઝત કરતાં ડચકાં ખાઇ ખાઇને કહ્યું.

"તહારાં માય કાંહાં છે ?" તે બાઇએ પુછ્યું.

"અંદર ઓરડામાં છેજી."

"ચાલ, મહને અંદર તહારાં માય આગળ લઇ જા." તે બાઇએ પાછું તે છોકરાનું માથું પસવારીને કહ્યું.

"નહીંજી, તમારેથી તે ઓરડામાં ચલાશેજ નહીંજી, બધું અંધારૂં ઘણું છેજી." તે છોકરાએ રડવાનું મોકુફ કરીને સમજાવ્યું.

"અંધારૂં છે તો બતી સલગાવજે, તું મહારી ફીકર ના કર, બુચા." તે રહમદીલ બાઇએ ઘણા મોટાં મનથી કહ્યું.

"ઓરડીમાં વાસબી ઘણોજ આવેછજી, તહમારેથી વાસ નહીં ખમાશેજી,-અમારી ઓરડીની પછવાડે ગટર છે તેનું એ ન્યુસંસ છેજી." તે છોકરાએ જણાવ્યું.

"તુંને ઇંગ્લીશ આવરેછ કે તું ન્યુસંસ બોલેછ ?"

"જી, હાજી," જાંહાંગીરે કહ્યું "હું સરની સ્કુલમાં જાઉંછ, અને થર્ડ સ્ટેનડરડમાં છેઉંજી."

"ત્હારાં માય ત્યારે ઘણાં ભલાં છે. આટલી ગરીબઇ છતાં તુંને કંઇ કામેકાજે મોકલતાં નથી અને ઇંગ્લીશ શીખવેછ એ કેટલું બધું નેક!" તે બાઇએ જણાવ્યું "તેં મ્હને કહ્યું કે તું ભુખો છે, મેં સાંભર્યુંછ કે સરની સ્કુલમાં હવે થોડા દહાડામાં એવું થશે કે ગરીબ છોકરાઓને મફત ખવારસે-વારૂં, એ બધી વાત છોરીને ચાલ ત્હારાં માય પાસે, પહેલાં મ્હને ઓરડો બતાવ ને લે આએ" તે બાઇએ એમ બોલીને એક રૂપીઓ કાઢી આપતાં વધાર્યું "આસે પાસે કોઈ હોટલ હોય તો તાંહાં જમી આવ, ને પઇસા વધે તે ત્હારાં માયજીને લાવી આપજે."

અને તે પરગજુ ભલી બાઇને પોતાનો ઓરડો બતાવીને ભુકો જહાંગીર રૂર મારતો કે ઇરાનીની દુકાનપર દોડયો.—ખાટલી ઉપર પડેલી તે મુફલીસ બીમાર ઔરતે કોઈ નવી બાઇને પોતાના બીછાના નઝદીક ઉભેલી જોઇને ઉઠવાની કોશીશ કરતાં કહ્યું "આવો માય."

"કંઇ નહીં માય, કંઇ નહીં—ત્હમે સુઇ રહો. હું આએ કોરપર બેસુંછ" અને તેમ બોલતાંજ તે તવંગર બાનુએ કંગાલ બીછાનાપર વગર સુગે એકદમ બેસી જતાં તે બીમારને સધ્યારો આપ્યો "હું ત્હમોને મલવા આવીછ, ત્હમારો બુચો બહાર બેસીને રરતો'તો તે જોઇને મેં તેને ખબર પુછી. શું ત્હમારી પાસે બુચાને ખવારવા જેટલાબી પૈસા નથી?"

"નહીંજી, નથી. હું સીવીસાંધીને મ્હારૂં ને મ્હારા આએ એક પુરા છોકરાનું પુરૂં કરૂંછજી" તે બીચારી મુફલીસ કોઇ દીલસોઝ સગું મલ્યું હોય તેટલી મનમાં ખુશી થઇને તે નવા જોયલા બાઇ આગલ પેટ ખાલી કરવા લાગી "થોરાં પઇસા એકઠાં થાય કે ઘેરવાલાને ઘોબીને વગેરે આપી દેઇ હું મ્હારૂં ને આએ બચ્ચાનું પેટ ભરી રેહુંછ, પણ આજે બે દાહારા થયાં હું તદનજ ખાટલે પરીછ. કાલે તો તગું મગું કંઇ રાંધીબી સકાયું, પણ આજે રસનું જોર હાથ પગમાં એટલું બધું જોરમાં ઉભઇ આયું કે કંઇજ કામ થયું નહી. ચાર રૂપીઆ ને દશ આના કાલે ફક્ત વધેલા હતા, તેમાંથી સાંજના ઘેરવાલો સાહરા ચાર રૂપીઆ ભારૂં લઇ ગીઓ—ને બે આનામાંથી આજે સ્હવારે મ્હારા જાંહાંગીરે ચાએ-પાઉં-માખણ ઇરાનીને તાંહાંથી લાવીને ખાધું, હું સમજી કે બપોર પરતાં તો હું સારી થઇ જવસ, ને સદરો જે સીવવાનો થોરોક બાકી છે તે સીવીને નવાજબઇને આપી આવસ તો સદરાના પૈસા સાથે નવાજબઇ બે ચાર આના ઉછીના આપસે તો બપોરે કંઇ રાંધસ—પણ નહીં. મ્હારી તાપ વધી ગેઇ ને બધું રહી ગયું."

"ઘેરવાલાને બીજે મહીને ભારૂ આપી સાહરા ચાર રૂપીઆ રાખીને

હાલમાં ખાવા પીવાનું ને દવઇ દારનું કંઇ કરતે." તે મોટે ઘરનાં બાનુએ સમજ આપી.

"નહીંજી, ઘેરવાલો ઘણોજ ભુંડો માણુસ છે. છે તો આપરી હમજાતનો, પણ તેનામાં જરાક દયા નથી. એક મહીનો એમજ ભારૂં ચહરી ગેયલું તો મને અધત્યાર રાતોવઇ બહાર કાહારી મુકવાની ધમકી આપી ગીઓ! આએ ધુસલી જેવી ઓરડી, અંધારૂ, વાસ, ને ભારૂં ઓસારવા કહ્યું તો કેજે 'આવતે મહીનેથી આંઠ આના વધસે'-સું કરૂં માય, એવો જુલમ છે."

"તમે ગરીઓને રાખેછ તે ચેલી ઉપર કાંય નહીં જઇને રેહેતાં?" પેલા પરગજુ નેક બાનુએ પુછયું.

"તે ચેલી તો નામની ગરીઓની ચેલી તરીકે કેહેવાયછ-બાકી તેમાં તો હારમોન્યમ પ્યાનાં ને આયા બોયવાલાંઓને રાખવામાં આવેછ. લાગે લાકરાં ભાગેછ, ને મ્હારા જેવાં ગરીઓ તો આવી અંધારી ઓરડીમાં ગંધઇને પુરાં થઇ જાયછ!" તે મુફલીસે દીલનો સાચો ઉભરો કાઢ્યો "તમે આજે મ્હારાં જેવાં ગરીબને ઘેર આયાંછ તો તમે અમારી હાલત જોઓછ. બાકી સીરે પોહરેલાંઓને તરકામાં બેઠેલાંઓની આપડા કાંહાંથી માલમ પરે!"

"આજે હું આએ મોહલ્લામાંથી પહેલવહેલીજ પસાર થઇ, અને મેં તમારાં બુચાંને રરતો જોયો, મ્હારૂં દીલ દુખાયું, ને હું અહીં આવી. હું મ્હારાં નેક નસીબ સમજુંછ કે મેં એક હમજાત ગરીબની આવી દુખી હાલતનો ખરો ખ્યાલ મેલવ્યો. અને હવે હું મ્હારી બનતી મદદ તમોને કરશ" તે બાઇએ કહ્યું "મ્હારૂં નામ ગુલબાઇ તારાચંદ છે, અમારો બંગલો વાલકેશ્વરપર છે."

"પાક પરવરદેગાર તમારાં જેવાં નેકને સદા સુખી સુખીઆરાં રાખે, જો બધાંજ મોટે ઘેરનાંઓ તમારી માફક ગરીઓને ઘેર જઇને તેઓની ખરેખરી ગરીબાઇનો ખ્યાલ મેલવતાં હોય તો આજે તમારી માફક કેટલાં બધાં તવંગરો મ્હારાં જેવાં ગરીઓને, મદદના થઇ પડે" તે મુફલીસે રડી પડતાં કહ્યું "ગુલબઇ, હું એક વીધવા ઓરત છેઉં, મ્હને મ્હારાં મરહુમ ધણીને વાસ્તે ઘણું માન છે-અને તે છતાંબી મ્હને જ્યારે નાલાયક સખુનો સાંભરવા પરીઆં તાહારે મ્હને ભોંય ભારી પડી ગઇ!"

"તમે કોણની વાત કરોછ બ્હેન?" ગુલબાઇને સમજ નહીં પડવાથી તેણે તે બીમારના કપાલપર હાથ મુકીને પુછયું.

"મહારી-હું કહેવાતા એક ધરમ ફંડની મદદ લેવા સારૂં એક દાહાડે

ગેઇ, તો તે ધરમફંડના સેક્રેટરી મ્હને કહેવા લાગ્યા 'તહમે જુવાન છેઓ ને ભીખ સાના માંગવા આયાછ? જાઓ, રાતામાતા ગોરાં ગોરાં છેઓ તો બીજો માટી કરો.'"

તે મોટે ઘરની બાનુએ તે સાંભળીને હોટ કરડયો ! "જોઓ, ગરીબ વીધવાઓને કેવો ખરાબ અનુભવ મળેછ!" તે રડતાં રડતાં બોલી "તે દીવસથી મેં ધરમફંડના નામપર પુરો મુક્યો, ને સીક હોઉંછ તોબી મહારૂં ને મહારાં જાંહાંગીરનું પુરૂં કરવા મરતી મરતી બી સખત મહેનત કરૂંછ—બીચારા ધરમના કરનારા શેઠીઆઓ કેટલાક કફોડા માણસોના હાથમાં કામ સોંપી જાયછ, અને તે કફોડાઓ દયાહીણ રીતે અમારાં જેવાં ગરીબોને ઠોકરે મારેછ, અને અપમાન કરેછ ! ખરેખર, સાચ્ચીજ વાત છે કે જીવતા જીવત હાથે જાતે કીધેલી સખાવત સારી."

તે મોટે ઘરની બાનુ આ અજાયબ કરનારી નવી વાત જાણીને બહુ દીલગીર થઇ ગઇ, અને તેણે તે બીમાર મુફલીસના માથાપર હાથ ફેરવતાં કહ્યું "તહમે બીલકુલ ફીકર ના કરો. પાક ખુદા ચ્હશે તો તમુને હવે ઘણી આપડા ખમવી નહીં પરશે. હું હમણાં મહારા ડોકટરને બોલાવી લાઉંછ, અને તે પછી અહીંથી ખસેરીને હું તહમુને મહારા બંગલામાં લઇ જાઉંછ, તહમારો જાંહાંગીર મહારા છોકરાઓની સાથે સ્કુલમાં જઇને શીખશે, અને તહમે મ્હારાં ઘેરમાં કામકાજ કરીને ઘેરનાંજ એક હોવ તેમ રેહેજો. હું મહારા બંગલામાં તમુને જુદો ઓરડો અપાવશ."

"ઓ તહમારી કેવી મોટી મહેરબાની, બાઇજી !" અને ખુશીના આંસુઓ પાડતી તે મુફલીસ ઔરતે ઓવરણાં લીધાં.

તે પછી તે પરમાર્થી બાનુ પોતાની લેનડોમાં જઇને ખુદ પોતાના ડોકટરને તેડી લાવી, અને ડોકટરે વખતસરની મદદ હોવાથી થોડા વખ્તમાં આરામ થઈ જવાનો સધયારો આપ્યો.

બીજે દીવસે તે મુફલીસ વીધવા નવાજબાઇ કરંજીઆને વાલકેશ્વર ઉપરના "ગુલ વીલા" માં લઇ જવામાં આવી.

વખત વીત્યો ગયો.

અને નવજબાઇ કરંજીઆ તદનજ સારી થોડા દીવસમાં થઇ ગઇ, તે ગુલબાઇ તારાચંદની ફેમીલીમાં ઘરનુંજ એક માણસ હોય તેમ હેલાઇ ભેલાઇને રહેવા લાગી, અને તેનો બેટો જાંહાંગીર તે નેક પરમાર્થી બાનુના બે છોકરાઓ સાથે સ્કૂલમાં કેલવણી લેવા લાગ્યો.

\+ \+ \+

ચાર વરસ થઇ ગયાં.

જાંહાંગીર કરંજીઆએ મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કીધી, તેની માયે તેને હવે કોઇ નઉકરી ઉપર રહી જવા કહ્યું—પણ, ગુલબાઇ તારાચંદે તે સ્માર્ટ છોકરાને વધારે આગલ શીખવીને તેને આગળ ચાલતાં ડોક્ટર બનાવવાનો પોતાનો વીચાર જણાવ્યો.

અને હવે, તેથી, પરમાર્થી બાનુ ગુલબાઇ તારાચંદની મદદથી મુફલીસ નવાજબાઇ કરંજીઆનો છોકરો જાંહાંગીર કોલેજ—લાઇફમાં દાખલ થયો.

---

## ૨.

## ઈનસાનની શકલમાં શયતાન !

વખ્ત ! વખ્તે આ દુનયાને લાખો વરસોની પુરાણી બનાવી દીધી, તો પછી પાંચ સાત વરસ તેની આગલ શું હીસાબમાં અને કેઇ બીસાદમાં ?

જેહાંગીર કરંજીઆ હવે ડોક્ટર જેહાંગીર કરંજીઆ થયો. તારાચંદ કુટુંબની મહેરબાનીથીજ તે વધયો હતો, અને તેની માય પોતાના વહાલા બેટાને ખાતીર તે કુટુંબની ખીદમત ઘણીકવાર એક ન્હાના નઉકર મીસાલબી કરતી હતી.—ગુલબાઇ તારાચંદ તે મુફલીસ મા—બેટા માટે એક મદદગાર ફીરીસ્તો પુરવાર થયાં હતાં, અને નવાજબાઇ કરંજીઆ વરસોની તે નેક બાનુની પનાહમાં રહેલી આજની તેની સુખી હાલત માટે રૂવેરૂવાંથી આભારી હતી.

મગર, હવે જુદાઇનો વખ્ત આવ્યો !

ગુલબાઈ તારાચંદને તેવણના બેટાઓએ તેવણની નબલી થઇ પડેલી દેહ વાસ્તે હવા ફેરફાર માટે જવા કહ્યું, ગુલબાઇએ હીંદુસ્તાનનીજ કોઇ જગયાપર ચેનજ ઉપર જવાની ખવાહીશ બતાવી, લેકીન તેમના વડા બેટા નઉશીરને વીલાયતી બેરીસ્ટર થવાની હોંસ થઇ આવવાથી મમ્માને ઇંગ્લેન્ડ જવાનું દબાણ થયું !—પોતાના બેટાઓની મરઝીને આધીન થઇને વીધવા બાનુ ગુલબાઇ તારાચંદ પોતાના બેટા નઉશીર અને ઝાલને લઇને ઇંગ્લેન્ડ જવા તઇયાર થયાં, જયારે નવાજબાઇએ હવે પોતાનો બેટો કમાતો થવાથી તે ભલાઇથી ભરેલાં કુટુંબપર વધારે વખ્ત બોજા સમાન થઇ પડવાની ના પાડી. ગુલબાઇએ નવાજબાઇને સમજાવી, પણ નવાજબાઇએ

જ્યારે પગે પડીને માફી માંગી ત્યારે તે નેક બાનુએ વધારે બહેસ કીધી નહી—અને જેહાંગીરને એક ડીસપેનસરી કાઢી આપવાની મરઝી બતાવી.

વકીલ નઉશીર અને ડોકટર ઝાલે ડોકટર જેહાંગીર કરંજીઆને સલાહ આપી કે મુંબઇમાં દવાખાનું કાઢવાને બદલે તેણે અપ—કનતરી ત્રાય કરવી, કેમજે મુંબઇમાં હવે ઘણા દવાખાનાઓ ઉભાઇ જતા હતા ! ડોક્ટર જેહાંગીરે તે સલાહ માનય રાખી, અને લાહોર પંજાબ તરફ જવાની મરઝી બતાવી. ગુલબાઈ તારાચંદે તેને એક નહાનું દવાખાનું નીકળી શકે તેટલી રકમબી આપી, અને ઉપકારના દબાણ તળે દબાયલી તે માદર પોતાના વહાલા બેટાને ત્યાં સુધીબી મદદગાર થવા માટે તારાચંદ ફેમીલીને લાખો લાખ દુઆ કરતી બધી થોડી થોડી થઇ ગઇ.

તે પછી તારાચંદ ફેમીલી ઇંગલેન્દમાં જઈ પહોંચી, અને ડોકટર કરંજીઆ રાવલપીંડી દવાખાનું કાઢી બેઠો.—રાવલપીંડીમાં તે વખતે મોહમેદનો અને સીખ—મોહમેદનોની વસ્તી ઘણી હતી અને એ સીખ લોકોને ધુતારા હકીમોપરથી વીસવાસ ઉઠી ગયલો હોવાથી સારા ઇંગ્રેઝી ડોકટરની શોધમાં તેઓ મઉકાપર રહેતા હતા.—ડોકટર જેહાંગીરના દવાખાનામાં તેથી ઠીક ઘરાકી થતી ચાલી, અને ધુસુક ધુસુક ગાડું ગબડવા લાગયું.

નવાજબાઇ તો પોતાના એકપુરા બેટા માટે હરરોઝ દુઆ કરતી હતી, અને તે પોતાના ખુલતા જતા નસીબાપર ખુશી થતી હતી. મગર, તે આશ !—અગર દુનીયામાં આશ નીરાશ નહીં થતી હોય તો પછી દુન્યા જંજાલથી નીરાલી કેમ નહીં થાય ?

ગરીબ નવાજબાઇના નસીબજ ગરીબ !—તે જે છોકરાપર ફુલી જતી હતી તેજ—તેનો જણેલો—સપુત, કપુત નીવડયો ! ! ડોકટર જેહાંગીરે પોતાની કેળવણીને ઝાંખ પહોંચાડી, તે રફતા રફતા ફુલનજી બની ગયો, અને તુંદ—મગરૂર—અને મીઝાજી બનતો ચાલ્યો ! ઘણીકવાર તો તે પોતાની માદર તરફબી બેકદર અને બેદરકાર બનતો ગયો, અને અધુરામાં પુરૂ, એવા કમનસીબ થતાં જતાં બનાવમાં એક નધાર્યો સંજોગ એવો બની ગયો કે જેથી તે મગરૂર છોકરો બેમુરવ્વત, નગુણો અને નમકહરામ થયો ! !

રાવલપીંડીમાં રચ્યા મચ્યાને ડોકટર જેહાંગીરને એક વરસ થઇ ગયું. તે પછી એક દહાડે તેના દવાખાનામાં એક અઘોર પારસી આવયો જેનું નામ બમનજી હીરજી હતું.

એ બમનજી હીરજી જે ઘણો ખરો "બમતું કાજવાલો" ને નામે ઓળખાતો, તે એક પુરેપુરો કરસીવઝ હતો ! એણે મુંબઇમાં કાજ વસ્તા-

રાનું કામ કીધેલું, અને મ્રાજ કરતાં એવાં દોહરાં દોહવી દીધેલાં કે મુંબઇથી નહાસી જવું પડેલું ! પઇસા મેળવવાનો ખયાલ માત્ર રાખીને ઘણાં એવાં "ખુબીના ખાંસરાં" એ સારા સારા ઇઝઝતવાલાઓના ઘરનાં આગણે ચઢીને તેમનાં ગલામાં "ગામનો કચરો" દબાવીને તેમને ગુંગળાવે છે અને નહીં આ દુનયામાં કે નહીં પેલી દુનયામાં એમ રખડતાં કરી મુકે છે, તેવા નેક નંગોમાંનો આએ એક "બમનુ કાજવાલો" હતો, જે પોતાનું ભરતીયું થતું હોય તો "મુરદાં બહીસ્ત જાઓ કે દોઝખ" તેનો બીલકુલજ ખયાલ કર્યા વગર યાહોમ ખાનદાની કુટુંબોને ખાડામાં હોમાવતો. તે હવે લાગ ફાવે તો કોઇનવી જાળ બીછાવવા રાવલપીંડી આવયો હતો !

તે કારસ્તાનના ભરેલા કરસીવઝે પહેલાં તો ડૉકટર જેહાંગીર આગળ બધી નાઝુક અને મરી મસાલા સાથનું ઘણી નરમ નરમ વાત કીધી, અને પછી રફતા રફતા તેણે શયતાનયત ચલાવતાં કહ્યું "જોઓની ડાકટર જાંહાંગીર, તહમે આએ ઓપચામ દોહવી દોહવીને આપસો ને એમાં તહમે બુઢા થઇ જસો તોબી મોટો દલ્લો તો કદી નહી જમાવસો; તેનાં કરતાં, હું જે સુન્ના મોહર જેવી સલ્લાહ આપુછ તેની ઉપર અમલ કરશો તો લાખ્ખોની દોલતના ધણી એક તડાકામાં થઇ જસો, ને તહમારી આખી જીંદગીભર પઇસાની રેલ છેલમાં મોજીઆં મારશો."

"તહમે મહને ખુલાસાથી કેહો તો તે ઉપર અમલ કરૂં." ડૉકટર જેહાનગીરે કહ્યું.

"તાહરે સાંભરો" પેલા ફીતુરીએ ફીતુર ચલાવયા "મરીમાં એક ગબ્બર પારસી કુટુંબ રેહેછ, નાંખી દેતા નહીં નહીં તોબી પાસે પચાસ લાખ તો હોસેજ હોસે, એ માલેતુજાર કુટુંબ ઘણું એકમાર્ગી છે ને માટી બઇયર વચ્ચે એક પુરી ખુબસુરત છોકરી છે. હવે એ માટી-બઇયરને કંઇ એવું ઘેલું લાગેલું છે કે પોતાની છોકરીને એવા કોઇ આબરૂદાર ખાનદાની છોકરા સાથે પરણાવવી કે જે છોકરાને ઘેર માય-બહેનની જંજાલજ નહી હોય ! વરી ડોસો-ડોસી વીચાર કરેછ કે છોકરો જો ઘેર-જમઇ થઇને તે લોકની પાસેનો પાસ રેહે તોજ છોકરી આપવી."

"મી૦ બહમનજી, હજુણ વધારે ખુલાસાથી બોલો." ડૉકટર જેહાંગીરે એક ચીતે તે વાત સાંભલીને વધારે સ્વચ્છ ખુલાસો મેલવવાની મતલબે કહ્યું.

"જાણે સમજો કે તહમે," બમનુ કાજવાલો બોલ્યો "તહમે મરીના મી૦ નશરવાનજી લાહેરની એકપુરી છોકરીના ઉમેદવાર છેઓ એમ માનો,

તો ત્હમારે ખાતર મ્હને શું કરવું પડશે ? એજ કે નશરવાનજીને કહેવું કે એવણને હું ઘણાં વરસ થયા ઓરખુંછ, મોટે ઘેરનાં છે, માબાપ ભઇ-બ્હેન કોઇ નથી, ને ઘેર જમઇ થવાને લાયકના છે."

"પણ ત્હમારૂં કહ્યું માનસે કે તે લોક?" ડોકટર જેહાનગીરે શક બતાવ્યો.

"એ નશરવાનજી લાહેરમાં અકકલ થોરી છે, એવણના ધણીઆણી બી તેટલાંજ દોહચતુર છે, અને મ્હારામાં એવાંઓને રમારી લેવાની કુનેહ ઘણી છે—પછી ત્હમે જોજો તો ખરા કે હું કેમ મનાવી લેઉંછ તે!" બમનુ બોલ્યો "ખોટી ફ઼કત ત્હમારી છે. ત્હમુને શું કરવું પરશે તે ત્હમે સમજી શકયાછ કે?"

"બરોબર નહીં."

"તો હવે બરોબર સાંભળી લેઓ, ને તેમજ ચાલો તો કંઇ તહમારો સુકરવાર થશે" રીતુરી બમનુએ સલાહ આપી "ત્હમે રાવલપીંડીનું આએ દવાખાનું કાહારી નાંખીને ચાલો મઉ, તાંહાં નશરવાનજી લાહેરના ઘેર જમઇ થવા કબુલ થાઓ, ને કેહજો કે બહેન કે માય કોઇજ નથી."

"અરે, મ્હારાં માય તો છે!"

"માય હોય તોબી હવે તો લાખખો રૂપીઆ મેળવવાને ખાતર માય બાયને ભુલી જવાનું.–પેલાઓ તો સાસુ નરનનું ઘેર પસંદ કરતાંજ નથી, પછી માયની જુંસરી બતાવશો તો તહમુનેબી ખરતી માપવી પરશે—તેનાં કરતાં, હવે માયને ભુલી જાઓ ને પઇસાને પયારા કરો."

"મહારાં માય!" ડોકટર જેહાનગીરે કહ્યું "તેવણે ઘેરેઘેરનું સીવી સાંધીને, લોકોનું વહીતરૂં કરીને, પોતાના લોહીનું પાણી બનાવીને મ્હનેઉધાર્યોછ, તો હું તેવણને ભુલી જાઉં ?"

"જો ચાર આનાની દવઇના દોહચાણુ આપીને દસ વીસ રૂપીઆની કમઇ પરજ જીવવા માંગતાં હોવ તો માયને ધરીને બેસી રેહો" બમનુ કાજવાલાએ પોતાની નાપાક કરસીવઝી ચલાવતાં કહ્યું "નહીં તો, લાખખો રૂપીઆની રેલ છેલમાં રમવા માંગતા હોવ તો માયને ભુલી જાઓ. લોહીનું પાણી કીધુંછ તો દર મહીને છુપાછુપ પાંચ પચીસનો મની ઓરડર કરીને મોકલયો, એટલે નહો છુટકે ગુપચુપ બેસીને ડોસી અહીં રાવલપીંડીમાંજ ધાનદાર ખાઇને જીવસે. તહમે ડોસીને ખાતર તહમારાં મેવા મીષ્ટાન કાંય મુકી દેઓ ? લક્ષમી ઘેર બેઠઠાં ચાંદલો કરવા આવીચ તો પીઠ ફેરવીને કાંય બેસોછ ? ભલા માણુસ, સુનાની ચક્લીને હાથમાંથી કાંય જવા દેઓછ ?"

બેવફા જેહાનગીર !

તેણે તે ફરેબી પલીદનું કહ્યું માનયું, અને તેના કહ્યા મુજબ અમલ કરવાનું કબુલ્યું ! !

---

## ૩.

## એક માદરનું જીગર.

ઇનસાનની શકલના તે શયતાન બમનુ કાજવાલાની જાલમાં ગીરફતાર થઇને, પોતાની માતાથી છુપાછુપ દવાખાનાને વેચી સાટીને, અક્કલમંદ બેવકુફ ડોકટર જહાંગીર કરંજીઆ રાવલપીંડીથી ચાલી ગયો, અને દલ્લાવાલા સસરાનો ઘરજમાઇ થવા તે પોતાની પ્યારી માયને તજી દઇને પઇસાનું મોહ્ડું જોતો બેવફા, બેમુરવ્વત, અને તમામ બેકદર થઇને મઉ જતો રહયો.

તે હઇયાંફુટા છોકરાની અક્કલજ ગુમ થઇ હતી, તેની સમજ અને તમીઝપર પઇસાની લાલુચનો પરદો પડી ચુકયો હતો, અને બઇરીની દૌલતને ખાતર તે પોતાને જનમ આપનાર માતાને તરછોડી ગયો ! જે માતાએ પોતે નહી ખાધું અને તેને ખવાડયું હતું, જે માતાએ તેને ઉછેરવાને માટે પોતાના લોહીનું પાણી કીધું હતું.

તે ગયો, બમનુ તેને મઉ લઇ ગયો, અને નસરવાનજી લાહેરની ફેમીલીમાં બમનુએ તેને પોતાની ચાપલુસીથી એરાતો ભેરાતો કરી નાંખ્યો—નશરવાનજી અને તેમના ધણીઆણીએં તે ખુબસુરત, હુસ્યાર અને ચાલાક જમાઇને કબુલ રાખ્યો, અને તેમની દીકરી નાજાંએ ડોકટર જેહાંનગીરને પસંદ કીધો.

ડોકટર જેહાનગીરે મઉ જતી વખતે ખોટાં બહાણાથી પોતાની માયને બનાવી કે તે માથેરાનમાં કોઇ:તવંગર ફેમીલીનેત્યાં ઓપરેશન કરવા જનાર હતો, પણ તે ભોલી માદરને કયાં ખબર હતી કે તેનો બેટો મઉમાં મી. લાહેરના પૈસાનું ઓપરેશન કરવા ગયો હતો !

ડોકટર જેહાનગીરનો સ્વભાવબી તે ફેમીલીને ગમયો, અને થોડા દીવસ પછી નાજાં લાહેરની શાદી મઉમાં ડોકટર જેહાનગીર કરંજીઆ સાથે થઇ.—ડોકટર જેહાનગીરને ઘડીયાલ—છેડો અને વીટી—વાગો ભેટ થયો, પણ નશરવાનજી લાહેર કાંઇ તેના નામપર મોટી રકમ કરી આપે તેટલા બધા ભોટ નીકલયા નહી ! તેવણે નાજાંના નામપર બે લાખ રૂપીઆ જુદા બેંકમાં

મુક્યાં, અને તેમ કરી જેહાનગીરને તેની ધણીઆણી નાનાંના હાથમાં દબાયલો રાખ્યો !

બમનુ કાજવાલાએ નશરવાનજી લાહેર પાસેથી પોતાના "હક" નું માંગ્યું, નશરવાનજીના ધણીઆણી પાસેથી કાલાવાલાથી માંગ્યું, જેહાનગીર પાસે તેનું કામ કરવા માટે માંગ્યું, અને વળી રહી સહી નાંજાં પાસેથીબી મનગમતો વર શોધ્રી લાવવા માટેની મહેનતનું માંગ્યું !–ચારે તરફથી સમજાવી-પટાવીને બમનુએ ખીસું તર કીધું, અને પછી મઉથી ઉડાંગરી કરીને બીજા બીલ્લુની શોધમાં ચાલતો થયો.

બમનુ મઉથી ગયો ત્યારે તેને જેહાનગીરે એક કાગળ પોસ્ટ કરવા આપ્યો, જે કાગળ ત્રેનની મુસાફરીમાં કોઇ વચગાળેના સ્ટેશનપર ટપાલમાં નાંખવા બમનુને જેહાનગીરે તાકીદ કીધી.

કરસીવઝ બમનુએ તે કાગલ આઠ દીવસ સુધી પોતાની પાસેનો પાસેજ રાખી મુકયો, અને ત્રેનની મુસાફરીઓના તેના ધકેલા પછાડા પછી શોલાપુરની ધરમશાલામાં ઠર પડયા બાદ તેણે જેહાનગીરે લખેલો તે કાગળ ફોડીને વાંચ્યો !

તે કાગળ જેહાનગીરે પોતાની માતા ઉપર રાવલપીંડીમાં લખેલો હતો, જે વાંચી લઇને બમનુએ તેમાં "તાજે કલમ" ની ચાર લાઇન ઉમેરતાં લખ્યું "આએ કાગલ જે માણુસને પોસ્ટ કરવા કહેલું છે તે માણુસપર જો "બી" ને નામે શોલાપુરની ધરમશાલાને સરનામે બાઈ નવાજબાઈ કોઈ મદદની ઉમેદ રાખીને કાગળ લખશે તો મદદ મલશે."

તેટલું લખીને તે કાગળ બીજાં પરબીડાંમાં બીડીને શોલાપુરથી બમનુએ પોસ્ટ કીધો, અને તે શોલાપુરની ધરમશાલામાં નવો દાવ ક્યાં અને કેમ માંડવો તેની સોંચમાં રહયો.

હવે, રાવલપીંડીમાં બીચારી નવાજબાઈ તો દીકરો "આજે આવસે, કાલે આવસે" ની કાગને ડોળે વાટ જોતી રહી, જયારે કેટલાક દીવસો પછી પેલો કાગલ આવ્યો.–નવાજબાઇએ તે પરબીડાંપર અક્ષર બીજાનાજ જોયાં, પણ કવર ઉખેડતાં પહેલીજ બાજુએ લખાયલા તમામ જેહાંનગીરના અક્ષરો તેણે પારખી કાઢયાં અને તે વહાલી માવતરે એક મીઠી ચુમી તે કાગલને લઇને તેને પોતાની આંખપર દાબ્યો, અને પછીજ વાંચવાનું શુરૂ કીધું–પણ હજુણ તો તે પહેલીજ લાઇન વાંચીને પુરી કરી શકી નહીં તેટલાંજ તેના ચહેરાપરનો રંગ ઉતરી ગયો, તેના હાથ ધ્રુજવા લાગ્યા, અને આખખે

અંગે ઠંડીનું એક ધીમું લખલખું ચઢવા માંડયું. તે જેમ જેમ વાંચતી ગઈ તેમ તેમ તે રડતી ગઇ.

તે નાતરસ કાગળ નીચે મુજબ હતોઃ—

**માહરા વાહલાં માયજી,**

માયજી તહમે મહને આજથી સદંતરજ ભુલી જજો. હું જાણે તહમારો બેટો હતોજ નહીં એમજ સમજીને મહને તદનજ વીસારી મુકજો એમ ફરીથી લખતાં હું આશા રાખુંછ કે તહમે મ્હારા સખુનને કબુલ કરીને તેજ પ્રમાણે અમલ કરશો. હું કોઇ ભલતેજ ઠેકાણે છેઉં, હું માથેરાનમાં નથી, અને જયાંબી છેઉં ત્યાંનો પત્તા આપવાની મહને કંઇજ જરૂર નથી. રાવલપીંડીનું દવાખાનું મેં બંધ નહીં કીધેલું, પણ મેં તે કાઢી નાંખેલું, અને તહમુને માથેરાન કહીને હું કોઇ જુદેજ ઠેકાણે જઇ મોટે ઘેરની છોકરી સાથે પરણેલો છેઉં. હું તવંગર સાસુ-સસરાનો ઘેરજમઇ થયલો છેઉં; અને તે લોક જો જાણે કે હું ત્હમારાં જેવી સારાચાર રૂપીયાની ખોલીમાં રહેનારી એકવારની ગરીબ માયનો બેટો છેઉં તો મ્હને તેઓ ધીક્કારી કાઢે. હું મોટે ઘેરનો છેઉં, માય-બાપ ભાઇ-બ્હેનની જંજાલ વગરનો છેઉં, સારા ખવાસનો અને ડોકટર થયલો છેઉં એમ જાણીને તો મ્હને એ તવંગર સાસુ-સસરા-એ એક્કે બોલે કબુલ રાખેલો છે.—અને તેથીજ, મ્હને લાગેછ કે હવે આપણે બેઉ એકમેકને ભુલી જઇએ તો સારૂં. માયજી મ્હારે ખાતર, મ્હને તવંગરીમાં રોલતો થઇ દેવાનેજ ખાતર, ત્હમે મ્હને ભુલી જજો અને હું ત્હમોને ભુલી જાઉં. ત્હમે જો મ્હને સુખીજ થવા દેવા માંગતા હોવ તો કદીબી મ્હારી શોધ ચલાવતા ના, કેઠઠેથીબી કોઇ કોઇનેબી મ્હારે વાસ્તે પુછતાંજ ના, અને મ્હારે માટે કોઇને શોધ ચલાવવા કહેતાબી ના. હું ત્હમારી ઉપર મહીને મહીને મ્હારી વાઇફ કે સાસુ-સસરાથી છુપાછુપ પચીસ રૂપીયા મોકલસ જેમાંથી ત્હમે આસાનીથી જીવીને જીંદગી ભોગવજો, અને મ્હને મોજમાં રાખતો છોડીને હું જાણે હતોજ નહી તેમ મ્હને સદંતર ભુલી જજો. હું ત્હમારીપર વધારે પઇસા મોકલતે, પણ પઇસાનો અખત્યાર મ્હારી પાસ નથી, મ્હારી વાઇફ પાસે છે, તોબી, તોબી, જો હું કોઇ બહાણાથી બનાવી-મનાવીને તેને શીશામાં ઉતારીને એકાદ સારી જેવી રકમ તેની પાસેથી કોઇ કોઇ વખત મેળવી શકશ તો તે ત્હમારી ઉપર મોકલવાને હું ચુકશ નહી."

લી૦ **બેટો જેહાનગીર.**

તે નાતરસ નાકદર કાગલ ! તે વાંચી રહી કે તે માદરની આંખોમાંથી ટપ–ટપ આંસુનાં ટીપાંઓ ટપકતાં રહયાં, તેનું આખું શરીર આતશની ચેહમાં બલી જતું હોય તેમ તપી જઇને પછી એકાએક ઠંડું પડતુ ગયું, અને તેણે તાજે કલમ વાંચતાં તે કાગલ ધરૂજતા હાથોમાંથી છોડી દીધું, અને પછી અંદેશામાં પડી ગઇ.

"કાગલ તો જેહાંગીરનોજ છે" તે બડબડી "પણ તાજે કલમ કોઇ બીજાની લખેલી છે, ને વળી કવરપરનું સરનામુંબી બીજાના હાથ દસ્કતનું છે ?"–તોબી લાંબો ખ્યાલ કરતાં તેને લાગ્યું કે કોઇ દગો હતોજ નહીં, અને તેના પેટનો છોકરોજ દગલબાઝ નીવડયો હતો !

તે અતી ઘણી દુ:ખી થઇ, ફરી અને ફરીથી તે કાગલ વાંચીને રડી, તે ડચકાંપર ડચકાં ખાવા લાગી, તેને ગલે જાણે કાંચકી બાઝી હોય તેમ તેનો દમ આવીને ગલામાં ગુંટાવા ને ગુંગળાવા લાગ્યો, અને રડતાં રડતાં તેની આંખ ફુલીને સુજી આવી.

વીચાર કરી કરીને તેણે શોલાપુરની ધરમશાલાને સરનામે "બી." ને નામે કવર લખ્યો, અને એક કાગલપર તે "બી" ને અર્ઝ કરતાં તેણે જણાવ્યું કે મદદ તો જોઇતી નથી પણ આ સાથે મોકલેલો જુદો કાગલ તેના છોકરાને હાથોહાથ પહોંચાડવો.–તે કાગલમાં નવાજબાઇએ નીચે પ્રમાણે લખ્યું હતું:—

**" અતી વહાલા દીકરા જેહાનગીર**

મહને નહીં ખબર કે હું એટલી બધી કમનસીબ અને કંગાળ કીસમતની હોવસ. મ્હારા બચ્ચા, તહારા બાવાના ગુજરી જવા પછી મેં ઘણીજ ગરીબાઇમાં દાહારા કાહારીને તુને ખોદાય ખોદાય કરીને સંભાળીને જીવારેલો છે. જેહાંગીર, બેટા જેહાનગીર, મેં સીવી સાંધીને, લોકોને ઘેરનું કામકાજ કરીને, મ્હારા લોહીનું પાણી કરીને મેં તુને ઉધારેલો છે, મ્હારા દીકરા, મેં પોતે નહીં ખાઇને તુને ખવરાવેલો છે, મેં મ્હારા સુખનો ભોગઆપીને મહેનતના દુખથી પસીનો પાડીને તુને મોટો કીધેલો છે, અને જયારે હવે તુને મ્હારા બુઢાપામાં મહને પાળવી જોઇએ ત્યારેજ તું મને તરછોડીને તજીને ધીક્કારીને ચાલી ગયેલો છે ! હું રરૂછ, મ્હારા દીકરા, હું નવધાર આંસુએ રરૂંછ, કે જે આશાપર મેં વરસો સુધી દુ:ખ ખમ્યું તે આશા આવી રીતે ભાંગી ગેઇ ! કંઇ નહીં, મ્હારા બચ્ચા, કંઈ નહી, હજુરબી હું જેમાં ત્હારૂં ભલું થતું હોય તેજ જોવા રાજી છેઉ અને ત્હારાં સાસુ–સસરા ત્હારી માયને ખાતર તુને તરછોડી દેવાના હોય તો મ્હને તું તરછોડી દે,–

તું સુખ ભોગવ ને મ્હને ભુલી જા,-પણ, હું? હું તો કદીબી તું દીકરાને ભુલી જવાનીજ નથી. મ્હારેથી કેમ ભુલાશે? ત્હારી આંખ મ્હારી આંખમાં સમાયલી છે, ત્હારા જીવમાં મ્હારો જીવ છે, ને મ્હારૂં લોહી ત્હારા લોહીમાં છે—જેહાનગીર, બેટા જેહાનગીર, જો તું મ્હને તજીજ દેવાનો હતો તો મ્હને ઝેર પીવરાવીને મારી નાંખીને જવું હતું, પણ એમ મ્હારાં કલેજાંપર નસ્તરનો ઘા કરીને મ્હને જખમી છોરી નહીં દેવી હતી! વ્હાલા બચ્ચા, તું એક માદરના પ્યારને શું સમજે? તું એક માદરના જીગરને કાંહાંથી જાણે! કંઇ નહીં, કંઇ નહીં, જેહાનગીર, તું પરણોછ તો ખરો, પણ જાહારે તાહારે ઘેર એક બચ્ચું આવસે ત્યારેજ તું મહારી કદર કરસે! જેહાનગીર, ત્હારા બચ્ચાંને કોઇ ઉઠાવી જાએ, ત્હારૂં બચ્ચું ત્હારી બઇરીની નજર આગળથી એકાએક ગુમ થઇ જાએ, ત્યારે તું ત્હારી બઇરીને પુછજે કે તેના દીલમાં કેવો ચમટો તુટેછ-નહીં, નહીં, તેને તું પુછજે કે તેનું દીલ કેવું ચીરાઇ જાયછ, કેવું કપઇને ટુકરા થઇ જાયછ! તેમજ, જેહાનગીર, તેમજ મ્હારૂં દીલ હમણાં ચીરઇ જાયછ-તું બઇરીને ખાતર ને બઇરીના પઇસાને ખાતર લોહીનું પાણી કરનાર ત્હારી માદરને છોડી ગીઓછ પણ હું તુને કદુવા દેતી નથી. તારા હોકમ મુજબ હું હવે કદીબી તારા સુખની વચે નડવા તુને શોધતી આવશ નહીં-જાહાં હોય તાંહાં સુખી રહેજે. મને તારા પચીસ રૂપયા જોઇતા નથી, મનાવી-બનાવીને તું મારીપર તારો બઇરી પાસેથી લઇને મોટી રકમ મોકલવાનો છે તે વીચાર તું માંડી વાલજે, હુંબી હવે રાવલપીંડી છોડી જાઉંછ ને ખોદા જાંહાં લઇ જશે તાંહાં જઇને ફરીથી સીવી સાંધીને મારા બુઢાપાના છેલ્લા દીવસોમાં પેટનો ખાડો મહેનત કરીને ભરી લેવસ, દીકરા જાંહાં હોય તાંહાં સુખી રહેજે પણ યાદ રાખજે કે એક માતા તરફ આએ એક ઘણીજ મોટામાં મોટી બેવફાઇ છે!

લી૦ તાહરી દુખી માતા.

---

૪.

## બમનુનાં ઉંડાં પાણી!

બમનુને શોલાપુરમાં નવાજબાઇનું લખેલું કાગળ મલ્યું, અને તેણે તેથી એક નવો વીચાર મનમાં લાવતાં શોલાપુરથી એકદમ ઉઠાંગરી કરી, અને ધકેલા ખાતો રાવલપીંડી ગયો! તેની ઉતાવલનો બાએસ એજ હતો કે રાવલપીંડીથી નવાજબાઇ કેડે ચાલી જાય તે અગાઉ પોતે ધારેલો ફટકો

મારી જોવો; લાગે તો તીર નહીં તો તુકો, કયાં ઘી વેચવા ગયા હતા જે તેની વાત ?

એક દીવસે નવાજબાઇ આંખપાણી ભરતી પોતાના ઓરડામાં બેઠેલી હતી, તેટલાં કરસીવઝ બમનુ ત્યાં દાખલ થયો. તે ઘણો ભપકો કરીને ત્યાં આવ્યો હતો, જાણે બાપ લાખ ચાલીસનો છોકરો ! અને વલી દાખલ થતાંજ ઘણો કાંગલો કુંગલો ને અદર કદરનો થઇનેજ અંદર ગયો.

"નવજબાઇ તમેજ કે જી ?" તે એક કુરસીપર બેસતાં બોલ્યો "અરેરે તમારી આંખ રરતાં રરતાં કેવી બોટાં જેવી થઇ ગઇછે! ખરેખર એક બેકદર બેમુરવત છોકરાને ખાતર એક માયને કેવું ને કેટલું બધું ખમવું પરેછ ! નવજબાઇ, તમે લખેલો કાગલ મને મલ્યો, મેં એ કાગલ હજુર સુધી તમારા દીકરાને આપયો નથી. એને કાગલ આપીને કરૂંજ શું ? એણે તો મહને કહયું જે મહારે મનથી મહારી માય મરીજ ગેઇ! પણ જયારે મેં ઘણો સમજાવ્યો ત્યારેજ તેણે એક કાગલબી જબરજસ્તીએ લખ્યો" તેણે ફીતુર ફેલાવ્યા "જી, મહારૂં નામ મી૦ દોરાબજી નવરોજી જહવેરી છે, હું તહમારો જેહાનગીર જાંહાં પણ્યોછ તે કુટુંબનો નજીકનો સગો થાઉંછ—પણ તે બીજાસના ખોરીયાંઓ સાથે મહને બનતુંજ નહી હોવાથી મેં તે લોકનું નામ બારી મુકયુંછ! જેહાનગીર તે ફેમીલીમાં પણવાનો છે એમ જયારે મેં સાંભરયું ત્યારે તે છોકરાને મેં મ્હારે ઘેર બોલાવી મંગાવ્યો, તેને સમજાવ્યો, તે છોકરી સાથે પણવા ના કહયું, પણ જેહાનગીર એકનો બે નહીજ થયો, ને પરણી ગીઓ ! પાછલથી મેં છુપેથી તહમારી વાત જાણી ત્યારે જેહાનગીરને બોલાવીને મેં તેને માવતરપર એક કાગલ લખવા જેવી સલુક કરવા બી કહયું. અને તે જેમ તેમ કબુલ થયલો કાગલ લખીને મહને કેહેજે કે "તહમેજ પોસ્ટ કરજો."

"ને તે કાગલ મ્હને મલ્યોજી" ભોલી નવાજબાઇએ કહયું "તહમે સોલાપુરની ધરમશાલામાંથી મોકલ્યો—"

પણ નવાજબાઇ હજુણતો બોલી રહે તેટલાંજ બમનુ બોલી પડયો. "હું રેહુછ તો અમદનગરમાં, પણ સોલાપુરમાં તેજ દાહારે ઉતાવલે કામે જવાનું થયું તે જેહાંગીરનો કાગલ ગજવામાં રહી ગયલો મેં ત્યાંની ધરમશાલામાંથીજ પોસ્ટ કરાવ્યો. કાગલ તો જેહાનગીરે કવરમાં મુકીને બંધ કર્યા વગરજ એમનો એમ ઉઘાડોજ મ્હને આપેલો, મ્હારાજ કહેવાથી એણે લખ્યું, મહારી સામભેજ બેસીને લખ્યું, મ્હને વંચાવ્યું, ને કવરમાં મુકીને

મ્હને ટપાલમાં નાંખવા કહયું ! તમારે માટે એની 'કેટલી બધી બેદરકારી વધી ગેઇછ તેનો એક મજબુતમાં મજબુત પુરાવો એ કાગલ છે."

"કવરપર સરનામું–"

અને અહીં પાછો બમનુને નવો ચમકવા થઇ આવ્યો, અને તે પ્રપંચીએ નવાજબાઇને વધુ નહીં બોલવા દઇને પોતેજ સમજી જઇ તુરત પાટીયાં ગોઠવી દીધાં. "હા, અમદનગરથી સોલાપુર જતાં ત્રેનમાં મ્હારા ગજવાની અંદર એ કાગળ સાથે ઇનદીપેનદનટ પેન હતી જેની સહી ગરીને ઘોરઇ જઇને કાગલનું પરબીડું બધું લપેટઇ ગપેટઇ ગેયલું, મકુંજે સહીએ ખરડાયલું કાગળ કેમ મોકલું કરીને મેં બીજું એક કવર લીધું, તેપર સરનામુ મેં લખ્યું, તે કાગલમાં તાજે કલમબી મેં ઉમેરી, મ્હારો જીવ એ છોકરાની ના લાયક ચાલથી ઘણોજ ચુંઠઈ આવ્યો ને મેં તહમુને મદદ કરવાનો વીચાર કીધો." અને કોઇ શક નહીં જાય કરીને પોતાનો છેલ્લો વાક્ય છોડી દેવા અગાઉ તેણે બીજું થોડુંક ઉમેરતાં કહયું "કેવો નાકદર બેવફા છોકરો !"

"મી૦ જહવેરી, મેં એવા એક શીખેલા ભણેલા છોકરા તરફથી એવી આશા કદીબી રાખેલી નહીં. મહારો છોકરો એટલો બધો બેકદર કદીબી થશે તેની મહને સપનેબી ખબર નહીં, કોણ જાણે એની ચશમ કેમ ફરી ગેઇ!" નવાજબાઇએ બલાપો કીધો.

"ફરી જાય જી, ફરી જાય, પઇસાએ માણસની ચશમ ફરી જાય." અને તેમ બોલતાંજ જાણે પોતાની માય-મમઇ મરી ગેઈ હોય તેમ લુચ્ચા બમનુએ હાથ પગ વેરી દેતાં એક મોટી "હાય" બોલીને નીસાસો નાંખ્યો, અને મક્કરથી ચહેરો કુમલાવી દીધો !

"મહારૂં તો જીવતરજ બરી ગીયું !" નવાજબાઇ અફસોસ કરીને બોલ્યા "મ્હારો એ એકનો એક પુરો છોકરો, એનામાં તો મેં દુનયાની આશાઓ બાંધેલી, ને મહને આએ કેવો ફટકો ?"

"ફટકો તે કંઇ જેવો તેવો ફટકો !" બમનુએ કદર ખાવાના ઢોંગ કરીને કહયું, "હવે તમે બીચારાં કાંહાં જાઓ ને સુંબી કરો ?"

"જવસ, કેકડેબી નોકરી ચાકરી કરીને મ્હારા દાહારા પુરા કરસ, પણ એ છોકરાના હોકમ મુજબ તેના કામમાં નરવા પરવા તો નહીજ જઇ મરસ" અને એમ બોલતાં તે માદરની ચશમમાંથી દડ-દડ આંસુનાં ટીપાં ટપકતાં પડયાં.

"ના રરો, નવજબઇ, ના રરો" બમનુએ ફીતુર ચલાવ્યા "તહમે

રરોછ તે જાણે મ્હારૂં કલેજું ચુંઠઇ-પીખઇને કપઇ જાયછ, તહમે ના રરો, ને મ્હારૂં કહયું માનો તો કેડે નોકરી ચાકરીએબી ના જાઓ."

"નોકરી ચાકરીએ નહી જાઉં બા દોરાબજી, તો એ છોકરો કંઇ થમની દાતી ગીઓછ અહીં કે હું બોદી કાહારીને ખાઉં ? મુઆ પેટના દોજખને ખાતર કંઇ કામ કરવુંબી તો જોઇએ. જવસ, કોઇબી આપરા હમજાતને ત્યાં રહી કામકાજ કરીને મ્હારા આએ બાકીના દાહારા પુરા કરીને પુરી થવસ."

"તહમે મ્હારીપર ગુસ્સો નહીં કરો તો એક સુચના કરૂં." બમનુ બોલ્યો.

"બોલો, મ્હારા જેવી ગરીબને વાસ્તે સારી લાયક સુચના હોસે તો હું તહમારો ઉપકાર માનસ." ભોલી નવાજબાઇ બોલી.

"લોકોની દલદેસરી કરીને અવકરા ભોગવો તેનાં કરતાં તો તહમે મકુજે-પ-પણુણી જાઓ-મકુજે બીજું ઘેર કરો, નાતરૂં ક-"

પણ નવાજબાઇ તુરતજ બોલી પડી, " મી૦ જહવેરી તહમે મ્હારી કદર ખાતા અહીં મ્હને મલવા આયાછ, પણ આએ બોલીને તહમે મ્હારા જખમપર નીમક છાંટયુંછ ! મ્હારા દુખપર દાહામ દીધોછ ! મ્હારી જુવાનીના વખતમાં મેં નાતરૂં નહીં કીધું, બીજું ઘેર નહીં કીધું, ને આએ બુઢાપામાં હું બીજું ઘેર કરૂં ? અફસોસ, આખી દુન્યાજ મ્હારીપર જાણે રૂઠેલી લાગેછ !"

"તહમારી મોટી ભુલ છે, તહમે કંઇ હજુણ બુઢ્ઢાં થયાંજ નથી કે નહી નાતરૂં કરો ! આપરી પારસી કોમમાં એવી ઘણી બુઢ્ઢી મીસો પડેલી છે જે તહમારાં કરતાંબી મોટી ઉમરની થએલીઓ છે, તોબી જૂવાન બુચીઓ તરીકે ઓળખાયછ, તો તહમે બુઢ્ઢાં કેમ કહેવાતાંતાં ?"

"મી૦ જહવેરી, તહમે એવી વાત મ્હારી આગલ મહેરબાની કરીને ના કરો. હું એ વાત સાંભરીને દુખી થાઉંછ." નવાજબાઇ કચવાઇને બોલી.

"તહમે આટલી મોટી ઉંમરના થયાંછ તોબી મ્હારા મત પ્રમાણે તહમે હજુર નાદાન છેઓ ! નાદાન નહીં હોવ તો તહમારો લાભ ખોહીબી દેઓ કે ?" દાસ્તાનો બમનુએ કરસીવઝી ચલાવી "હું તહમારે ઘેર એફુા ચાલી ચલાવીને આયોછ; મ્હારૂં કહયું માનસો તો તહમે સુખીજ થઇ જશો ને મોરેવેહલ્લે એ તહમારો તુંદ મગરૂર છોકરો નમીને તહમુનેજ પગે પરતો આવસે.-જોઓ, સાંભરો, અહમદનગરમાં મ્હારો પોતાનો બંગલો છે, એક મોટી વારી છે, ઘોરા ને ગારી છે, ત્રાનસવાલની હીરાની ખાણુમાંથી કમદ

ધમઇને મેં ઓછામાં ઓછા દસ લાખ રૂપીઆ કીધેલા છે, મ્હારી બહેસ્તણુ રતન વરસ દાહારાની વાતપરજ છોકરાં બચ્ચાં વગર ગુજરી ગેઇ, હુંબી રંડાયલો છેઉં ને ત્હમેબી રંડાયલાં છેઓ, ત્હમે ગરીબ છેઓ, હું માલેતાજાર છેઉં, મ્હારૂં માનો, આપરે બેઉ ગોઠવઇ જઇએ ને સુખમાં દાહારા ક્હાહારીએ–"

"મી૦ જહવેરી, ખોદાને ખાતર હવે તહમે વધારે ના બોલો. મહને ત્હમારી વાત મુદ્દલજ ગમતી નથી, ત્રાનસવાલની હીરાની ખાન ને ગોર-માંથી દસ લાખ જો ત્હમે કમાયલા હોઓ તો કોઇ ત્હમારા જેવી માલેતો-જારને સોધો, મ્હારી આગલ એવી વાત ના કરો, મ્હારાં જેવી મુફલીસને સુનનાના દાદર ને રૂપપાંના દોરડાં ના બતાવો!–જાઓ કોઇ હીરાની ચલ્લીને ફાંસમાં ફસાવો."

બમનુ ચોંકયો કે રખે તેના પ્રપંચને નવાજબાઇ પુગી વલી ગઇ, અને તે સમજી ગઇ હોય! તોબી તેણે આગલ અને આગલ બોલીને પોતાનુંજ હાણતાં કહયું "ત્હમારી સુંદર આંખ, ત્હમારો દેખાવલો ચહેરો, ત્હમારૂં સીધું સરોવર જેવું આંગ જોઇને હું ત્હમારી ઉપર પ્યારમાં પડેલો છેઉં, તો પછી હીરાની ચલ્લીને હું શું કરૂં?"

"માથું ફેરો, જહાન્નમમાં પરો, જાઓ, મી૦ દોરાબજી જહવેરી, ત્હમે મ્હારી સામબેથી ચાલી જાઓ, નહીં જસો તો હું ત્હમારી ફજેતી કરસ, હવેજ મ્હને સમજ પરેછ કે ત્હમે શું મતલબે અહીં વેર ધસરઇ આયાછ! ત્હમે કેટલાક બદમાશ પઇસાવાળાઓ એમ ના સમજતા કે ગરી-બોને ત્હમે ત્હમારા પઇસાથી આંજી નાંખીને જીતી શકશો! જે ખરા પઇસાવાળા છે તે ખરા લાયકીવાળાબી છે! ત્હમારા જેવા મતલબી લુચ્ચા આદમીઓ ભોલી ઓરતોને બનાવવા ખાતર ત્હમારા પઇસાનો ઉપયોગ કરતા હોવ તો ત્હમે દુન્યાના ઝાડ ઉપર કબ્વચ મીસાલ છેઓ, ઇનસાનોની વચે ઝહરીલા સાંપ છેઓ, ત્હમે ઉપર ઉપરથી સુનનાની ચલકથી ચમકતાબી હોસો તોબી બાતીનમાં તો ખરેખરા કદીર છેઓ."

"ત્હમે મ્હારૂં માનો–"

પણ હજુણ તો લુચ્ચો બમનુ પોતાના માનો–આનોને વધારે સંકો તાણે તેટલાંજ છેડાઇ પડીને નવાજબાઇએ બુમ પાડી "એકબારગી કોઇ ગુમરાહ માણુસ શયતાનનું કહયું માને, પણ ત્હમારા જેવા ઉપરથી ઉજલા પણ બાતીનમાં કાલા માણુસનુ કહયું માનવાને લાયકજ નથી.–શયતાન તો ખુલ્લો પોતાને બતાવેછ કે તે બુરો છે, પણ ત્હમે તો ડોળ ઘાલોછ, ફરેસ્તાનું

રૂપ લઇ શયતાનનું કામ કરોછ! અને, તેથીજ, ત્હમારા જેવા માણુસોને તો શયતાનથીબી વધારેજ ધીક્કારવાં જોઇએ. મ્હારો દીકરોબી ત્હમારાં જેવાં ભુંડાંઓને વશ થયલો મ્હને લાગેછ, તે મગરૂર છોકરો ત્હમો બદકારોથી ધરઇ જશે ત્યારે પોતાની ભુલ જોશે, મી૦ જહવેરી, હું જેહાનગીર જેવી કુલ્લર નથી, મ્હને તમે જો બનાવવા આવ્યા હોવ તો ત્હમારી પોતાની મોટી ભુલ છે, હું ત્હમારા જેવા ફીતુરી-બદમાશોને અત્યાર અગાઉની ઓળખી ચુકેલી છેઉં, વાસ્તે ત્હમે અહીંથી જાઓ, ત્હમે ઘણુાજ પૈસાવાલા વાલા છેઓ તો ત્હમારે લાયકની કોઇ બઇરી શોધો, પણ ત્હમારી સોનેરી ચમકથી મ્હારા જેવી કોઇ ગરીબને લલચાવો ના-જાઓ, જાઓ, તમે અહીંથી ચાલી જાઓ."

પ્રપંચી બમનુને ચાલી જવા વગર ચાલ્યું નહી, અને તે જ્યારે નવાજબાઇનું ઘર છોડીને ફજેત થયલો ચાંઇ પડીને જતો રહયો ત્યારે તે મનમાં ઘણોજ અજબ થયો કે આવી પાહવરડી અને પાકકી માદરને ત્યાં કેવો છતી અકકલનો બેવકુફ બેટો ઉતર્યો હતો !

---

## ૫.

## એક અજાયબ સંજોગ !

ઠાવકી નવાજબાઇએ બદમાશ બમનુને પાણીથી પાટલો કરી તેને ઝાડુ મારી ઘરની બહાર કાઢયા બાદ બીજેજ દીવસથી તેણે પોતાના થોડાક ફરનીચરનો ફેંસલો કરી નાખવા માંડયો, અને પછી લેવા જેવું લઇને તે રાવલપીંડી છોડી ગઇ !-રાવલપીંડી છોડીને કંટાલા ભરેલી એક મુસાફરી કરી દેવલાલી આવી; જ્યાંના હોટલમાં ચાર આંઠ દહાડા ગુઝારીને, તેટલામાં જો કોઇ સારા માણસનું કુટુંબ, હોટલવાલાની યા હોટલમાં ઉતરેલાં પારસી ઉતારૂઓની મદદથી મલી જાય, તો નઉકરીએ રહી જવાના ખ્યાલમાં તે રહી.

ગરીબનો વાલી ખુદા પાક !

નવાજબાઈ જાણે ટાંકણુાસરજ આવી હતી, કેમજે તે જે હોટલમાં ઉતરી તે હોટલમાં તે વખતે શેઠ ખાનદાનનું કુટુંબ આવીને ઉતરેલું હતું, જેઓને કોઇ અધોર બાઇ માણસની ઘરના કામકાજ માટે ઘણીજ જરૂર હતી. નવાજબાઇએ હોટલમાં રહ્યાની બીજીજ સહવારથી શોધ ચલાવવા માંડી, અને દરદીને જોઇતો હતો તેવોજ તબીબ મલીબી ગયો! નવાજબાઇને આબરૂદાર કુટુંબમાં નઉકરી જોઇતી હતી, અને શેઠ ખાનદાનવાલાઓ તેવાજ

ભલાં ને નેક હતાં; જ્યારે શેઠ ખાનદાન કુટુંબને મહેનતુ, ભલી, અને અઘોર વીધવા બાઇ ઘરના બાનુઓનું તથા બીજું ત્રીજું ઘરનું ઉપરનું કામ કરવા માટે જોઇતી હતી તે નવાજબાઇ તેવીજ નેક, મીલનસાર અને ઝહેમતકાર હતી.

"આએ ખુરસી પર બેસો માય" શીરીનબાઇ શેઠ ખાનદાને નવાજબાઇને કહયું "એમાં શું થયું? હમે ગરીબ છેઓ તેથી શું હીણવા જોઇએ કે? ખોદાયજીની આગલ બધાં માણસ સરખાં, તો પછી તવંગરોએ ગરીબોને કાંય ધીક્કારવા જોઇએ? હમે બીલકુલ ઓસકાઓ ના, ને આએ મ્હારી પાસેની ખુરસીપર બેસો. હમારા વર હમે કહયું તેમ બીચારા બહેશતનશીન થયા, પણ તમુને કંઇ છોકરાંબચ્ચાં ખરાં કે માય?"

"જી, એક છોકરો હતો, પણ તે–"

"ગુજરી ગીઓ!" ઉતાવલી શીરીનબાઇએ નવાજબાઇને "પણ તે" આગલ થોભી ગયલી સાંભલીને દયા ખાતી ઢબે ઉતાવલે પુછી લીધું.

"નહીંજી, ખોદા તેને સલામત રાખે, તે મકુજે કંઇ શીખેલો ભણેલો નહીં તે મુંબઇની મીલમાં વીસ રૂપીએ નોકરીએ રહેલો છે જીભરૂ." અને ઉતાવલમાં ઉતાવલમાં જે હોટોપર આવ્યું તે નવાજબાઇએ કહી દીધું, અને પોતાને મુજવણથી મોકલી કરી નાંખી!

"માય, મનમાં કંઇ લાવતા ના હં!" શીરીનબાઇએ ચટવટ કરતાં કહયું "ખોદાય હમારા દીકરાના સો વરસનાં લાંબાં ઉવા કરે! હવે મકુજે હમે ત્યારે કે દાહારથી આપરે ત્યાં રેહોછ? અમારો તો વીચાર થોડા દાહારામાં અહીંથી મઉ જવાનો છે. મઉમાં મ્હારા ધનજીશાહના એક સગાંને ત્યાં નવજોત છે જ્યાં જઇને પછી પાછાં આએજ હોટલમાં આવશું, ને સીઝન ખલાસ થાય કે પાછું આપરૂં મુંબઇ છેજ. હમુને એવા ધકેલા ગમે કે?" મલતાવડી શીરીનબાઇએ હસી હસીને વાત ચલાવી. "જીભરૂ ધનજીશાહ તો સીઝનમાં દેવલાલી ને માથેરાન જાય નહીં તો જાણે મદઇને સુજસાજ પરેજ નહીં! મજાનું આએ હોટલમાં સુખેથી ગગરી રહેતે તે વરી આએ વખતે મઉની રખરપતી નીકળી આવી!"

"એમાં રખરપતી સાનીજી?" નવાજબાઇ ધીરેથી બોલી "ખોદાય રોજ નવજોત ને લગન ખવારે તો હું ખુસી" અને તેમ બોલીને હસ્વાનો ચહેરો કરતાં નવાજબાઇએ વધારયું "હું તો આજથીજ હમારી નોકરીમાં રેહુંછજી, ને જ્યાંબી જસો ત્યાં હમારી સેવા કરવા હું મ્હારા ખરા દીલથી

ખુશી થવસજી, ત્હમારાં જેવાં મલતાવડાં ને ભલાં બાઇ મલ્યાં એ તો હું મ્હારાં મોટાં નસીબ સમજુંછજી."

"મ્હનેબી ત્હમે ઘણાંજ ગમોછ, અને હવે હું ધારૂંછ કે ત્હમે ત્હમારો કંઇબી સામાન હોય તે લાવીને આપરાજ રૂમમાં મુકો. ત્હમુને કંઇ કપરાં ચપરાંની જરૂર પરે તો બેલાસક મ્હને કહેજો, ને હા ખરા, ત્હમારા છોકરાને વાસ્તેબી કંઇ કપરાં જોઇતાં મુકતાં હોય તો મ્હારા નસલના દગલા પાતલુન-નો એક નાલ્લો જેવો......"

"નહીંરેજી" નવાજબાઇ વચ્ચે બોલે પડી. "મ્હારો છોકરો તો પોતાની ફુઇની પાસે રહેલો છે, ફુઇનો ન્હાનપણુથીજ પરોસ લાગેલો તે ત્યાંજ બધો વખત રેહે મુકે, ને એની ફુઇ એવી મીજાસનું ખોરીયું છે કે કોઇનાં ઉતરેલાં કપરાં તો એને પેહેરાવેબી નહી ! મેંબી જોયું કે એની ફુઇ એને સંભાળનારી છે, મીલના રૂપયા વીસપર આએ ખરચાળુ વખતમાં મ્હારૂં ને તેનું પુરૂંબી નહીં થાય તે હું કેડે નોકરી શોધું તેટલાં મ્હને નાસક તરફ એક ખેડુત સગાને ત્યાં આવવું થયું. નાસક આવી તો તે લોકે મહને આએ હોટલના માલેકના ધણીઆણીને કોઇ કમપેન્યન જોઇએછ એમ કહયું જેથી હું અહીં આવી, અને અહીં આવ્યા પછી જણાયું કે હોટલના માલેકના ધણીઆણીને તો તેવી કોઇ બાઇ નોકરની જરૂર હતીજ નહીં ! તોબી, ખોદાયજી ઉપરથી મરૂં તે ત્હમે મલી ગીયાં" નવાજબાઇએ ગોઠવી ગોઠવીને કહયું.

"એ તો સાથે મલવાની સરજત હોય તો નસીબ પોતે કોઇને કોઇ બાહણે આપુને ઘસરી લાવ્યા વગર રેહેજ નહીં. આપુને એક બીજાનું કામ પરવાનું હોસે ત્યારેજ તમુને કુદરત અહીં ખેંચી લાવી, નવાજબાઇ માય ! કુદરતના ભેદને તો કોઇજ નહીં પહોંચે જો !"

અને તે પછી નવાજબાઇ કરંજીઆ ભલી બાઇ શીરીનબાઇ શેઠ ખાનદાનને ત્યાં નોકરીએ તેજ દીવસથી રહી, અને થોડા દીવસ પછી દેવલાલીથી શેઠ ખાનદાન ફેમીલીને નવજોત ખાવા સારૂ મઉમાં જવું પડયું !

નવજોત મઉના માતબર પટેલ કુટુંબને ત્યાં હતી અને શેઠ ખાનદાન ફેમીલીને પટેલ ફેમીલી સાથે સગાઇ હોવાથી શીરીનબાઇ અને તેનો વર ધનજીશાહ પોતાનાં બચ્ચાંઓને લઇને ચાર દીવસ આગમચથી ઉતરી પડયાં હતાં. બેશક તેમની સાથે નવાજબાઇબી આવીજ હતી.

પટેલ ફેમીલીમાં નવાજબાઇ ઘણી જલદીથી એરાઇ ભેરાઇ ગઇ, અને તે બીચારીએ પોતાની જગ્યા નીભાવી રાખવા શીરીનબાઇની બરદાસ્ત ખુબ

તરેહથી કરવા ઉપરાંત નવજોતવાલા ઘરનીબી ચાકરી કરી–બધાંનો ચાહ જીતવા લાગી.

શેઠ ખાનદાન અને પટેલ ફેમીલીમાંના એકકેએક ખરા અસીલ અને મીલનસાર હતાં, તેઓ ગરીબોને હીણુવાવાલાં નહી હતાં અને ખરી તવંગરી ધરાવવા સાથે ખરી લાયકાત ધરાવતાં હતાં. ખરેજ, દુનયાપર મોટું દીલ અને નમનતાઇ ભરેલી લાયકાત ધરાવવી એબી એક તાજવરી અને તવંગરી છે–બાકી, એવાં તો ઘણા છાલકાં ઘડાઓ છે, જે અધુરા હોવાથી છપછપ છલકાઇને ખોટો ખટકો સંભલાવ્યા કરે છે, જે હલકાઓએ કોઇ દીવસ દીઠું નહી હોય અને તેઓ જો બે પઇસા કોઇવાર જોઇ લે છે તો ફુલણજી બનીને ફાટી જાય છે, અને પોતાનાં કપડાંમાં માતાં સમાતાં નથી, તેઓ દુનયાના પહેલા નંબરના અક્કલમંદ બેવકુફ હોય છે ! !

મગર આપણી વાતપર:

નવજોતને દીવસે નવાજબાઇને સહવારથી રાંધણીમાં અને રાંધણીમાં જ રોકાવાનું થયું, અને તે દીવસે આવેલા બીજા મહેમાનોના સમાગમમાં તે ઘણું આવી શકી નહી.

નવજોતમાં બહારનાં ઘણાં હતાં નહી, પણ ઘરનાંઓ ઉપરાંત આજુ-બાજુની બે ત્રણ પારસી ફેમીલી ઉતરી પડી હતી, જેમાં નશરવાનજી લાહે-રની ફેમીલીબી હતી.

બપોરે જ્યારે પરોણાંઓ જમવા બેઠાં ત્યારે મોટી મેઝપર બીજાં બધાંઓ સાથે મી૦ નસરવાનજી લાહેર, તેમના ધણીઆણી, તેમની બેટી નાંજાં અને તેમના ઘરજમાઇ ડો૦ જહાંગીર કરંજીઆબી હતો ! !–હસી બોલીને નયામતને ઇનસાફ આપવામાં આવતો હતો, અને ડો૦ જેહાંગીરબી બધાં ભેગો ટાહુકા મુકતો રહેતો હતો.

“મરેરે, મહારી નવજને તો આપરે આજે ગરબર સરબરમાં ભુલીજ ગીઆં ! !” શીરીનબાઇ શેઠ ખાનદાને સ્હેજ હસતું મોહું કરી પટેલનાં પીરોજબાઇ તરફ જોઇને કહયું “પીલાં, એ સહવારથી રાંધણીમાંજ છે, જરા આપરી સાથે જમવા બોલાવતે તો બીચારી ખુશી થતે.”

“હારે માય, નવજને તો બધાંએ આજે વીસારીજ મુકી કે !” પીરો-જબાઇએ બલાપો કર્યો “નહીં–નહીં, એમ થવુંજ નહીં જોઇતું’તું, એ બીચારી શરમઇને રાંધણીમાંજ ગોધાઇ રેહે એ મ્હને નહીં ગમતું,–જા, આયા, શીરીન-બાઇની સાથે આવેલા પેલા નવજબાઇને અહીં બોલાવી લાવ.”

“તેવણુ તો વાસણુ ઉજારેછજી.” આયાએ કહયું.

“વાસણુ ઉજારેછ? અત્યારથી કીયાં વાસણુ ?”

"નાસ્તાપર ખડડાયા તે." આયા સફા ગુજરાતીમાં બોલી.

"ઓવાય ! બીજા નોકર ચાકરો કાંહાં ગીઆછ જે એવણુ વાસણુ ઉજારેછ ? જા-જા, એવણુને અહીં તેરી લાવ." પીરોજબાઇએ હવારો કીધો, અને આયા નવાજબાઇને તેડવા દોડી ગઇ.

"અરે વાસણુ ઉજારે તેવી બાઇને અહીં ટેબલપર આપરી સાથે જમવા સાની બોલાવવાની હોય જો !" ટેબલનો તરીકો છોડી દઇને નાંકપર માંખ નહીં બેસવા દેનારી મીસીસ લાહેર સુગઇ ઉઠી !

" ખરેખર, ટેબલને લાયક નોકરો કે દાહારે થાય !" ડૉકટર જેહાંગીર બોલ્યો "નોકરોને તો આપરૂં વધેલું સધેલું મોકલ્યું કે પીડા પટી." અને તે મગરૂર છોકરો ગુરૂરીની ટોંચપર જતાં જે બધું ઘેલું બોલી ગયો, તે પર જાણે શું એક વાઘ માર્યો હોય તેમ બોલી રહીને વલી ખડખડાત મોટેથી હસીબી પડયો !

" નહીં, ડૉકટર જેહાંનગીર" હવે શીરીનબાઈ મનમાં સ્હેજ ગુસ્સો લાવતાં ગંભીર થઇને બોલી "નોકર નોકરોમાંબી ફરક રેહેછ, આએ મ્હારી નવજ કંઈ પેલા હલકાં નોકરડાંઓ જેવી નથી કે એને આપરે એમ ધીક્કારીએ એને હું મ્હારી નોકર સમજતીબી નથીજ, હું તો મહારી કોઈ કમપેનયન, સઈ, કે બહેન જેવી એ નવજને સમજાુંછ."

"અરે રેહવા દેઓની હવે તહમારી નવજને" ડૉકટર જેહાંનગીર સ્હેજ ખસીયાણો તો પડયો, તોબી તે પોતાની વાતને જાણે છાપડે ચઢાવતો હોય તેમ ફરીથી બેવકુફાઇ વાપરીને બોલ્યો. "આપરૂં વધેલું સધેલું બચે તે તહમારી તે કોઈ નવજ ફવજને વસ્તે મોકલજોની કે પત્યું."

"તહમારી મોટી ભુલ છે, ડૉકટર જેહાનગીર" શીરીનબાઈ હવે નાંખતીની ઢબે તે બેવકુફની અક્કલપર મનમાં ને મનમાં આફ્રીન (!) કરીને બોલી "મહારી નવજને જોસો ત્યારેજ તહમુને જણાસે કે તે વધેલું સધેલું ખાનારી ઓરત નથી, બીચારી ગરીબ છે પણ ટેકવાલી છે, ને ઘણીજ મીલનસાર છે."

શીરીનબાઈ શેઠ ખાનદાન બોલી રહયાં કે તે જમવાના ઓરડામાં નવાજબાઈ અચકાતી-ઓસકાતી દાખલ થઈ, તેની નઝર જેહાંનગીર પર પહેલાં પડી નહી, શીરીનબાઈ તરફ હતી; પણુ જહાંનગીર પોતાની માદરને જોઇને એકદમ ધ્રુજવા પડયો, તેના હાથ પગ કંપવા લાગ્યા, અને છુટેલો વાઘ જોયો હોય કે મઉત પાસે આવ્યું હોય તેમ તે તદનજ ફીક્કોફચ બની

રહયો ! તેની બયરી નાંજાં તે મામલો જોઇને ઘણી ગભરાઈ ગઈ, અને બોલી પડી "જેહાનગીર, ડીયર જેહાંગીર, શું છે ?"

અને, તેજ વખતે, નવાજબાઈ કરંજીઆની નઝર પોતાના બેટા ડોકટર જેહાનગીર ઉપર પડી કે તેના મુખમાંથી એક ચીખ નીકલતાં તે પાસેની કુરસીપર બેહોશ તુટી પડતાં ભાંગાતુટા શબ્દોમાં બબડી "કોણ? મ્હારો જેહાંનગીર!!"

---

## ૬.

## વહુ મલે તો એવીજ મલજો!

ડોકટર જેહાનગીર કરંજીઆ તે અજાયબ સંજોગથી પોતાની માદરનો મેલાપ થયલો જોઈ ગભરાઈ અકલાઇને નવજોતનું ખાવાનું અધુરૂં મુકીને ત્યાંથી પોતાના બંગલામાં ચાલી ગયો, અને બધાં ટેબલપરનાં બાનુ–ગ્રહસ્થો ઉઠીને બેસુદ્ધ બનેલી નવાજબાઇને ઘોલ્યાપર સુવાડી કોઈ કોલનવોટર તો કોઈ કાંદો સુંઘાડવા લાગ્યું, અને સઉ તે બાઇને બેહોશીથી હોશમાં લાવવાની તજવીજ કરવા મંડી ગયાં!

નવાજબાઈ થોડો વખત પછી સુદ્ધીમાં આવ્યા અને તેવણને બધાંએ તે મામલો શું હતો તેના સંબંધમાં સવાલ કીધો. નવાજબાઇએ તો વાત કહેવાની આનાકાની કરી, પણ જયારે લાહેર કુટુંબે બહુજ ઝીદ કીધી ત્યારે જીવપર ઝોરાવરી કરીને તે માદરે પોતાની અને પોતાના બેટાની બધી વાત કહી દીધી!!

નવાજબાઈની વાત સાંભળીને તેવણની વહુ નાંજાં તો રૂર મારતી કે પોતાના બંગલા તરફ ગઈ, તે સમજી ગઈ કે જેહાનગીર ત્યાંજ ગયલો હોવો જોઇએ, અને જયારે તે ત્યાં ગઈ ત્યારે તેનો ભરતાર ડોકટર જેહાનગીર કરંજીઆ લાયબ્રેરી રૂમમાં બેઠેલો હતો. નાંજાંએ જતાંનેવાર તરારો ધરારો મુકયો "ડોકટર જેહાનગીર, આએ બધી શું ગરબર છે! તહમે અમુને બનાવ્યા, પણ યાદ રાખો કે અમુને બનાવવા જતાં તહમે પોતે એક મોટા દગલબાજ પુરવાર થયા !"

"નાંજાં, નાંજાં, મ્હને માફ કર! હું સમજી ચુકોછ કે તું મ્હારી માય પાસેથી ખબર મેલવીને આવીછ, ને મ્હને દગલબાજ પુકારેછ;–પણ હું તહારે ખાતર મારી માયને દગલબાજ થયો તેબી તું કેમ ભુલી જાયછ!"

"મ્હારે ખાતર! કે મ્હારા પઇસાને ખાતર?" નાંજાં બોલી.

"ત્હારે ખાતર, કે ત્હારા પઈસાને ખાતર, એ બધું એકસરખું છે, ડીયર નાંજું."

"મ્હને હવે એ ત્હમારૂં નાંજું ને ખાંજું કંઈજ જોઇતું નથી." નાંજાંએ ભવાં ચઢાવીને કહ્યું "ડૉકટર જેહાનગીર, ત્હમારા જેવા શીખેલા ભણેલા માણસે તો ઘણાજ ડહાપણવાલા થવું જોઇએ, ને ઘણાજ લાયકીભર્યા રહેવું જોઇએ, તો આએજ છે કે ત્હમારૂં ડહાપણ ને ત્હમારી લાયકી? માય જેવી માયને ત્હમે પઇસાને ખાતર છોડી દીધી? તે કે જેણે પોતાના લોહીનું પાણી કરીને ત્હમુને ઉછેર્યાં, તેને ત્હમે દગલબાજ થયા? અફ઼સોસ, અફ઼સોસ, જેહાનગીર, ત્હમે ત્હમારી ડાકટરી ડીગ્રીને એબ લગાડી, ત્હમે ત્હમારી કેળવણીને એબ લગાડી, ત્હમે ત્હમુને પોતાને એબ લગાડી!!—અરે, ત્હમારે તો તે માયને ખાતર રાત દીવસ મહેનત કરવી પડે તોબી જહેમત ખેંચીને તેના બુઢ્ઢાપામાં તેને સુખમાં રાખીને પાલવી હતી, તો ત્હમે ડાકટર જેવા ડાકટર બેટા થઇને ત્હમારી માદરને લોકને ઘેર હાંલ્લાં ઉજરાવોછ ને લોકની નોકરી કરાવોછ! અફ઼સોસ છે ત્હમારી એવી ડાકટરીપર, અફ઼સોસ છે ત્હમારી કેળવણી અને અક્કલપર—ને લાખ લાખ અફ઼સોસ ત્હમારી પોતાની ઉપર!!"

"નાંજાં, નાંજાં, મ્હને માફ઼ કર, મેં એવું પાપ ત્હારા પઇસાને ખાતર કીધું." જેહાનગીર નરમ થઇ જઇને બોલ્યો.

"ઠીક છે, ત્હમે મ્હારા પઇસાને ખાતર એ પાપ કીધુંછ, તો તેજ પઇસાથી હું તમોને મોહતાજ રાખવા માગુંછ" નાંજાં મક્કમપણે બોલી "ડૉકટર જેહાંનગીર, આજથી મ્હારા તરફ઼થી ત્હમુને એક પાઇબી મલશે નહીં, મ્હારા પઇસા મ્હારા પોતાના છે અને ત્હમારા નથીજ. ત્હમે જ્યાં સુધી ત્હમારી માદરના પગોપર પડીને માફ઼ી માંગો નહી, ત્યાં સુધી મ્હારા પઇસા મ્હારા છે ત્હમારા નથી, અને હું પોતેબી હવે ત્હમારી નથીજ—નથી!!"

"માફ઼ કર, નાંજું, મ્હને માફ઼ કર" ડૉકટર જેહાનગીર હવે પોતાને ગુડન્યે પડીને માફ઼ી માંગવા લાગ્યો, નાંજાંને તે જોઇને ઘણીજ શરમ થઇ, તોબી તેણે તો પોતાના ધણીને બરોબર સુધારવાનોજ હતો તેથીજ ગુસ્સો ચાલુ રાખીને મોટેથી બોલી:

"નહીં, મ્હારી માફ઼ીની કોઇ જરૂર નથી, માફ઼ી માંગવાના હોવ તો તમારાં માયજી પાસે માંગો, ચાલો ત્હમારાં માયના પગ પર પડો, ત્હમારાં માયજીની લાખ લાખ માફ઼ી માંગો, ને તેવણને આપરા બંગલામાં લઇ આવો, તોજ—તોજ હું ત્હમારી સાથે વાતબી કરસ, મ્હારા પઇસાબી ત્હમુને આપસ, ત્હમુને માનબી આપસ, નહીં તો નહીજ—નહીંજ."

"ચાલ, નાંજું, ચાલ" "ડોક્ટર જેહાનગીર બોલ્યો "હું ત્હારા કહેવા મુજબ મ્હારાં માયજીની માફી માંગવા આઉંછ, હું ત્હારા હુકમ મુજબ મ્હારાં માયજીને પગે પડવા આઉંછ, તું કેહેશે તો પગેબી પડસ ને તું કેહેશે તો માયજીનું ખાંસરૂંબી લઇને ચુમસ, નાંજું, નાંજું, તું કેહેશે તો હું મ્હારાં માયજીને થયલા ગેરઇનસાફને વાસ્તે તેવણુના પગ ધોઇને પાણી પીવસ."

"શાબાસ, જીવતા રહેજો, મ્હારા વ્હાલા ધણી" અને એમ બોલતાંજ પોતાના ધણીના હાથ પકડીને તેને ઉઠાડી લઈ નાંજુએ એક મીઠી બગલગીર કીધી !

* * * *

* * * *

હવે કહેવાનું ઘણુંજ થોડું છે, વ્હાલા વાંચનાર !

પેલો કરસીવઝ બમનુ "સુનાના દાદર ને રૂપપાના દોરડાં" નો ખ્યાલ આપીને લોકોને બનાવતા પોતેજ એક દીવસ બની ગયો ! તેની લુચ્ચાઇએ તેનેજ માર્યો, અને બદમાશીના અંજામમાં તે વગર ભાડેની કોટડીમાં ચાંચરાં મારવા ગયો.—જેલમાંથી નીકલ્યા બાદ તે દીવાનો બની ગયો, અને તેવા વહેશી અવતારમાંજ અવત્યાં મારી મારીને તે પુરો થયો ! બમનુ બધાને બનાવીને ફાવી ગયો હતો, પણ તેને શું એ વાતની ખબર નહીં હતી કે હંમેશા બધાજ દરમાંથી લેવટા નીકલતા નથી ! અફસોસબી એવા માણસોને માટે કરવામાં આપણે વાજબી થઇએ નહીં, કેમજે તે શયતાન કરતુક બદમાશ પોતાનાજ બનાવેલા ઝહરથી નાશ પામ્યો હતો.

મી૦ નસરવાનજી લાહેર અને તેવણુના ધણીઆણીના વીચાર તે પછી બદલાતા ગયા, અને ત્યારેજ તેઓએ પોતાની ભુલ જોઇ કે જ્યારે તેઓના મગઝમાં બરોબર ઉતરી ચુકયું કે એક ભલી સાસુથી તો ઉલટું વહુને સુખ મલતું હતું ! બીજા બે વરસ પછી છ છ મહીનાને અંતરે મી૦ નશરવાનજી અને તેમના ધણીઆણી ગુજરી ગવાં, અને પોતાની તમામ દઉલત તેઓ પોતાની દીકરી જમાઇને આપી ગયાં.

ગુલબાઈ તારાચંદ અને તેમના છોકરાઓ હસીખુશીથી ઇંગ્લેનદથી પાછા મુંબઇ આવ્યાં, જેમને તથા શીરીનબાઇ શેઠ ખાનદાનને—એ બેઉ ઘરે—નવાજબાઈ પોતાના વહુ દીકરાની સાથે ઘણીવાર મલવા ભેટવા જતી હતી.

ડોક્ટર જેહાનગીર હવે પોતાની વ્હાલી માદરનો પડયો બોલ ઉચકી લે છે, અને પોતાની ધણીઆણી નાંજાંને પોતાના એક વ્હાલા રાહબર તરીકે માનીને અત્યંત વ્હાલથી ચહાય છે.

અને હવે, બીજા બે વરસ પછી, આપણે નવાજખાઇ ફરંજીઆને-તે બુઢ્ઢી બપઇને-પોતાના લખપતી વહુ-દીકરાના તે વ્હાલા ફરઝંદને રમાડતી આપણે એક ખુશખુદાર બાગીચામાં બેઠેલી જોઇએ છીએ.

આહહા ! કેવી ખુશાલી તે બપઇને છે !

સમાપ્ત.

---

# ખુન કોણે કીધું ?

શીયાળાની શુરૂઆતની તે એક તુફાની સ્હાંજ હતી, જ્યારે પવનના ભારે સુસવાટાએ વંટોલ્યાઓ કરી મુકવા પછી જબરો વરસાદ પડવા લાગયો-ગોયા પવન અને વરસાદની લડાઇ થતી હોય તેવો દેખાવ થઇ રહયો હતો, બારી અને બારણા અફલાઇ જતાં, ઝાડોની ડાંખલીઓ ઝુકાઇ જતી, અને વરસાદનું પાણી ઝમીનપર જમાવ થવા સાથે ઘરોમાં કુદીને પડતું હતું, બેઉની લડાઇમાં પવનનું ઝોર વધારે પુરવાર થતું દીસતું !

એવી તુફાની સ્હાંજના આપણને મુરશીદાબાદની ખેતીવાડીની જગયા માંની એકમાં ઉભેલા કંગાલ નહાના ઘરમાં નઝર નાંખવાની છે, જ્યાં બારી-બારણું બંધ કરીને એક મા અને તેની એક પુરી નવજવાન એક બેટી બેઠેલી છે—બંને સીવતી બેઠેલી છે. મગર, થોડે થોડે વખ્તે અધોર અબલાની ચશમો દરવાઝા તરફ નખાયલી ફીકરના આવભાવ બતાવતી હતી.

"જમીલા, ત્હારા પીદર હજુણુ આવ્યા નથી અને ચક-બ-ચક ઉઠેલું આએ તુફાન તેવણને રાસ્તામાં રખે રખડાવી મારે !" તે અઉરતે પોતાની બેટીની આગળ પોતાના દીલમાં વસેલી ફીકર કહી દીધી.

"માયજી, એવણ જયાં ગયાછ ત્યાં રાસ્તામાં શફીનું ઘર છે, અને જો આવતા આવતા વરસાદમાં ફસ્યાખી હોય તો શફી પોતાના મકાનમાં એવણને ઝુરૂર લઇને આશરો આપી આગતાસ્વાગતાબી કરશે." જમીલાએ પોતાની માદરને તસલ્લી મળે તેમ સમજાવ્યું.

"તું હરદમ શફી-શફી-શફી કર્યા કરેછ એ બીલકુલ મ્હને ગમતું નહી." જમીલાની માદરે ભવાં ચઢાવીને કહયું "તુને તો એ છોકરાનું જાણે ઘેલાપણુંજ લાગયુંછ ! રૂપ અને જવાનીને કરશે શું, ચાવશે ? શફી દેખાવલો છે અને ગભરૂબી છે, લેકીન ખુબરૂ ને ગભરૂ કંઇ દુન્યાની અયશો ઇશરતમાં આદમીને મશગુલ કરી શકતીજ નથી."

"માયજી, આપ ખરા પયારને તયારે પીછાણુતાજ નથી !" જમીલા હીમતથી મગર નરમ રહીને બોલી "જયાં મન થયું ત્યાંજ દીલ ગયું !— પયાર ભરી ઝીંદગીને અપશો ઇશરત તો તેના ખુદમાંથીજ મલી શકે છે, એટલે વધારે જોઇએબી શું ? પયારની હુંફમાં રહેવું અને દાલરોટીપર જી- વવું એમાં કાંઇ અફરહી મઝાહ છે !"

"મુઇ તહારી એ મઝાહ !" જમીલાની માદર છછણી પડી "પયારને નામે રડીને, છઇએ તેવીજ ગરીબઇમાં પાછી રહેવા માટે, તું કમઅકલ છો- કરી તઇયાર થઇછ, એ મહને ઘણુંજ સંતાપેછ. જો, તુને અક્કલ હોય તો મહારૂં માન, તું પોતેબી સુખી થશે અને તહારા માદર પીદરનેબી સુખી કરશે; મીઆ હબીબ-ઉદ-દીન લકનની ઉમરમાં જરા ઝીઆદા છે તો શું થયું, લેકીન નાંખી દેતાં બે ચાર લાખની એવણની દઉલત છે ! બેટી, એ તહારા હાથનો ઉમીદવાર છે !"

"માયજી, વાત તો ખાસ્સી કીધી ! પઇસાને ખાતીર મહને મહારા પીદરની ઉમરના બુઢ્ઢા હબીબુદીન સાથે તહમે પરણાવવા તઇયાર થયાછ !" જમીલા બોલી.

"અરે એ તો તહારા મોટા નસીબ કે તુને એવો ધણી મલે, બેટી."

"મહારે એવા મોટા નસીબમાં જવાનુંજ નથીને, મહને મહારી ગરી- બાઇ ભલી, પણ જયાં દીલ નહીં—મન નહીં—જાન નહીં—અરમાન નહીં ત્યાં ઝબરદસ્તીથી જીવપર ઝોરાવરી કરીને શાદી કરવી એ ખુદકુશી કરવા સમાન છે. માદર, એવા ખયાલે ખામથી બાઝ આવો."

"મુઇ તું અકકજ !" અને મીઝાજ કરીને તે અબલાએ પોતાની બેટી ગમથી ચહેરો ફેરવી લઇ ચુપકીદી અખતયાર કરતાંજ પાછું સીવવા ઉપર ધયાન લગાડયું, મગર તુફાનમાં તેનો શઓહર કયાં રહયો હશે તેના અંદેશામાં તો તેણે નઝર દરવાઝા તરફ ઉઠાવ્યાજ કીધી. તેટલાંમાં કોઇના પગલાંનો આવાઝ વાગ્યો, જેથી તે માદરે કહયું "જમીલા, હું ધારૂંછ કે તહારા પીદર આવયા. પગલાંનો સાદ મહને સંભલાગો."

"માયજી, તહમારાબી કસારીના કાન છે ! આવા પવનના સુસવાટા વચચેબી તહમને પગલાંનો સાદ આવેછ !"

"ત્યારની શરી-શફી કરીને તેં મહારો મીઝાજ ગરમ કીધો, હવે કસા- રીના કાન ને ધલોરીના નાંક બોલીને મહારા ગરમ થયલા ગુસ્સાને વધારે અંગાર ફરી નાંખ ! જાની—જોની, દરવાઝો ખોલની."

અને તે જાની–જોનીના રોંહસા પછી જમીલા દોડી ગઇ, તેણે દરવાઝો ખોલ્યો. અને દરવાઝો ખુલતાંજ પવનનો એક સપાટો, વરસાદનો એક ઝપાટો, અને એક ગબરૂ જવાન, એ ત્રણ સાથેજ અંદર ધસી આવ્યા !–પવને અને વરસાદે તો થોડીક તકલીફ આપવા સાથે દરવાઝાના બંધ થતાંજ પોતાની તકલીફબી બંધ કરી નાંખી, પણ તે ગબરૂ જવાને તો એક મીદ્દઠો બોસો લેતાંજ જમીલાની કમર પકડેલી છોડીજ નહીં !

"શફી ! છોડ મ્હને, પાસેના કમરામાં માદર છે, અને તેવણ આએ તાહરો બચાક–બચાકનો ચુમમીનો સાદ સાંભલશે તો વલી મીઝાજ ખોહી બેસશે !—અરે, જરા લીહાઝ રાખ ! પયાર છે તો કંઇ દુનયાનેબી ઝાહેરીમાં બતાવીને ફરવાનો છે ! કહુંછની કે માદર પાસેના કમરામાં છે, છોડ મહારી કમર !" અને તેટલું બોલતાંજ જમીલાએ પોતાને ખેંચીને શફીના હાથથી છુટી પડતાં કમર દાબીને કહયું "ઉઇ ! મહારી કમર બલ ખાઇ ગઇ !"

"જમીલા, જમીલા, તુંબી બડી નાટકી છે !" શફી જમીલાના ગાલો પર આંગલી મારીને બોલ્યો "જરા જેટલી કમરના પકડવાથી કમર બલ ખાઇ ગઇ ! નાઝુક, મહારી બહોતસી નાઝુક પયારી."

જમીલા આગલ ચાલી, અને શફી તેની પાછલ.–માદરે પુછયું "પીદર આવયા ?"

"નહીં, માદર" જમીલા બોલી, અને પછી ગાલોપર આવેલી સુર્ખી સાથે બોલી "પીદર તો નથી આવયા, મગર,–મગર, શ–શફી આવયાછ."

"ઓહ ! તે આવયોછ !" ભલાં ચઢાવીને બોલી "ચાલ છોકરી, તહારા બાપની પેલી બંદીના બટન તુટી ગયાછ તે નવા બટન લગાડ,—સદરીઓ ફાટી ગયોછ તે સીવી નાંખ,–પાયજામાને ઠીંગરૂ માર,–"

"બધુંજ સામટું કરી નાંખુ કે માદર ?" અને જમીલા પોતાની માને પજવતી બોલીને હસી, અને પાછલ ચાલી આવેલા શફીને તેણે બેસવાની જગ્યા આપતાં કહયું "આવોજી."

"આવોજી ને બાવોજી કંઇ નહીં, છોઓકરી ! નહીં માનતી કે ? બટન બનાવ, સદરીઓ રફુ કર, પાયજામો સીવ, સુરવાલ સમું કર, ચાલ, જલદી કર." ડોસીએ પાછો કલમો શુરૂ કીધો !

"હાજી, હાજી, માજી, હાજી." જમીલાએ કહયું, અને પછી તે અફાડઝીકના ઢોંગ કરીને સદરીઓ ને પાયજામો ખેંચી બેઠી, જયારે શફીએ જગ્યા લેતાં કહયું "કેમ છો અમમા ?"

"હા, છઇએ, ત્હમે જુઓ છો તેમ !" ડોસીએ ટણુકો કરીને શફીના ચ્હેરા સામે જોયા વગરજ કહયું.

"જોઉં છું તો ખરો, મગર કાંઇ તબીયતના સમાચાર ? ખયર તો છેની ? બાવાજી કયાં છે ?" શફીએ મનમાં હસ્તાં હસ્તાં પુછ્યું.

"વળી મહારા મીંઆ ત્હમારા બાવા તે કયે દીનથી થયા ! વહારે, શફી ! ત્હમેબી પેલા કહે તેમ 'માન ન માન, મયેં તેરા મહેમાન !'—મહારા ગરીબ મીંઆને બાવા બનાવીને શું કરોછ ? કોઇ તવંગરને બાવા બનાવો કે ફુટીઆ છુટે !"

"હાજી, માજી, એવણુ તો મ્હનેબી એમજ કહેતાં હતાં કે મ્હારા બાવા તે તહારા બાવા, ને ત્હારા બાવા તે મહારા બાવા." જમીલા પાછી ચેષ્ટા કરતી બોલી.

"છોઓકરી, નહી માનતી કે ?" ડોસીએ પાછા ડોળા કાઢયા "સદરીઓ સીવી નાંખ, પાયજામો રફુ કર, બંદી બનાવ, સુરવાલ રફુ કર—ચાલ નીચું જોઇને તહારૂં કામ કર."

"પણ, એ ખરૂં બોલેછ, માજી." હવે શફીએ ડોશીના વધારે પાકવ્યાં "લોક સસરાને બાવાજ કહેછ, અને તેથી જો મેંબી તહમારા મીંઆને બાવા કહયા હોય તો તેમાં શું અડચણ છે ? કેમ બોલી નહીં, જમીલા ?"

"હાજી, હાજી, તહમારી વાત ખરી છેજી." જમીલા વધારે અને વધારે ખીલીને બોલી.

"છોઓકરી, નહીં માનતી કે ?" બુઢ્ઢીએ ફરીથી બુમ પાડી, અને હવે શફી તરફ જોઇને તેણે મીઝાજથીજ કહયું "શફીજી, ત્હમે સુજમાં રોઝા ખોલો છો ! ત્હમને અમારી જમીલા કદીબી નસીબ થવાની નથી ! ત્હમે લુખા, અમે લુખા, તો એ લુકાથી દુન્યા કહીં ચાલીછબી ?—એક તરફ રોટી હોય, અને બીજી તરફ ઘી હોય તો કંઇ સ્વાદબી લાગે !"

"અરે, મ્હારી પાસે ઘી નથી, અને પ્યાજ છે । તો શું તેનાથીબી દુન્યા નહી ચાલશે ? રોટી અને પ્યાજથીબી પેટ ભરાય છે અને ઝીંદગી બશર થાય છે, તો પછી ઘી વીના ચલાવાય છે, તો કેમ નીકકામી સરફેરી કરો છો !" શફીએ મતલબથી કહયું.

"રોટી ને પ્યાજથી તો હમણાં પેટ ભરીએ છીએ, પણ હવે પુલાવનો મઉકો આવ્યો છે તો પુલાવને કેમ ખોહીશું ?" જમીલાની માદરે કહયું.

"નમક વગરના પુલાવમાં કોઇ સ્વાદ નથી, અને પયાર વગરના લગનમાંબી કાંઇ ભલાઇ નથી." જમીલા ફરીથી બોલી.

અને જમીલાની માદરે ફરીથી દાંત કચકચાવીને ભવાં ચઢાવીને મોટી બાંગ પાડી "છોકરી, નહી માનતી કે ? સીવવામાં ધ્યાન રાખ, તને પુલાવ અને બીરીયાની સાથ શું પંચાત?"

"પંચાત તો મહારીજ છે, માદર." જમીલાં હસતાં હસતાં બોલી "પણુવાની હું છેઉં અને તહમે મને જયાં પ્યાર છે ત્યાં પરણુવા દેતા નથી અને જયાં પ્યાર નથી ત્યાં ઝબરદસ્તીથી પઇસાને ખાતીર પરણાવવા માંગો છો એ મોટા ઝુલ્મનીજ એક વાત છે! આપણે જયારે ખુશી સાથે રોટી-પયાજપર ગુઝારો કરી શકતા હોઇએ અને તેમાં સુખીજ હોઇએ તો પછી નાખુશી સાથના પુલાવમાં હાથ નાખીને સદા નારાઝ રહેવું, એમાં શું ફાયદો છે?

"સાચી વાત છે." શફીએ ટેકો આપ્યો.

"મરેરે મરે, હું કયાં તહમો એના સંકજામાં આજે સપડાઇ? કોણુ જાણે મીંઆ કયાં હશે તેની મહને ફીકર જંજાલ પડીછ, તેમાં વલી આએ નવી બલા! શફી, તહમે આવા તુફાન અને વરસાદમાં શું ધકેલા ખાતા અહીંયા આવયા? પાક ખુદાને ખાતીર અહીંયાથી જાવો, મહને ના સતાવો."

"હું જરા ટહેલવા ગયલો તુફાનમાં અહીં નઝદીક ફસી ગયો, જમીલાનું ઘર આગળજ છે જાણીને દીલને સધયારો મલ્યો, અને ઝડપથી ચાલીને અહીંયાં આવયો." શફીએ કહી દીધું.

"આવયા તો ઠીક, પણ હવે વધારે ખોટી થવામાં સાર નથી. જમીલાના પીદર આવશે તો તહમને અમારા ઘરમાં જોઇને વળી ખીજાશે. તેવણુબી તહમને જમીલાનો હાથ આપવામાં બીલકુલ નારાઝ છે."

મગર, તેટલાંમાં દરવાઝો ઠોકાયો, અને જમીલાની માદરે જમીલાને દરવાઝો ખોલવા સારૂ મોકલી.

"આવો, આવો, હબીબુદીન, ભલે પધારયા" તે નવો આવનાર જે હબીબુદીન લકનવી હતો તેને જોઇને ખુશી ખુશી થઇ જમીલાની માદર બોલી. તેણે તે બુઢ્ઢાને આવકાર આપયો, અને તેને બાઇઝઝતથી બેસાડયો "વરસાદ પાણીમાં આપને તકલીફ પડી."

"બીલકુલ નહી." હબીબુદીને પોતાની દાઢી ખુબસી પસવારીને ધીરે રહીને કહયું "આપના ઘર તરફ આવવું એ તો મોટી મઝાહની વાત છે, એમાં તકલીફ શાની? આપના શઓહર મુબારક કયાં છે? આએ સાહેબ કોણુ છે?"

"જી એવણુ અમારા એક સગા છે, મ્હારા શઓહર બાઝારમાં ગયલા છે, અને આપે અમો ગરીબના ઘરને તહમારા મુબારક પગલાંથી ખુશાલીથી ભરપુર બનાવયું છે." જમીલાની મતલબી માદરે ખુબ મસકો લગાડયો, અને બધા સવાલોનો જવાબ જલદી જલદી આપી દીધા.

"હુંબી બાઝારમાં ગયો હતો. મેં તો તયાં ત્હમારા શઓહરને નહીં જોયા !" દાઢી પસવારી પસવારીને આહીસ્તા આહીસ્તા હબીબુદીને ચલાવયુ "મેં આજે બાઝારમાં મોટી રકમની ચીઝો વેચી અને ખુબસી ઠેલી ભરી, હવે કાલે સહવારના હું મોટી ખરીદીઓ કરીશ. આપણે તો માલ વેચતી વખતેબી દલલો જમાવ કર્યે, અને માલ લેતી વખતેબી કસીને લઇએ, બે ગમથી દઉલત મારીએ તેવા માણુસ."

"આપની મોટી દઉલત અને મીલકતની વાત તો તમામ મુરશીદાબાદમાં ઝાહેર છે." શફીએ તે બુઢા તરફ જોઇને કહયું.

"ખુબ કહી." દાઢી પસવારીને બુઢ્ઢાએ ખુશી થતાં નઝર શફી ગમ નાંખી. "મહને લાગેછ કે આપબી કોઇ મુફલીસ છો."

"મુફલીસ છીએ, મગર અમારા પગોપર અમો ખડા છીએ. કોઇની ગરદન દબાવીને માલ પચાવતા નથી."

"ઓહો ! એટલી બધી વાત ?" અક્કલમંદ બેવકુફ બુઢ્ઢાએ ડોળા ચઢાવીને ચલાવયુ "આપ ઘણા મગરૂર માલુમ પડો છો ! ઠીક, ઝરા જમીલાથી દુર બેસો. કદાચ એ મ્હારી થનારી મહોરદારના દીમાગમાંબી આપના મીઝાજની ગરમી ઉતરી જશે."

"ઓ બરેમીંઆ, મોહરદાર કએ દીનથી ? જરા આઇનો મંગાવીને આપની સુરત તો જુઓ—પછી કાંઇ બોલો !" શફીએ સહેજ ગરમ થઇને કહયું, અને પછી જમીલા તરફ જોયું "કેમ બોલતી નહીં જમીલા ?"

"પેલીજ મસલઃ 'માન ન માન, મયેં તેરા મહેમાન,'" જમીલાએ ટાહુકો પુર્યો.

અને તે સાંભલીને તેની માદરે ડોળા કકડાવીને કહયું "છોઓકરી, નહી માનતી કે ?"

"તહમારી વાહીયાત વાત માનવાને એ બીલકુલજ ના પાડેછ." શફીએ હવે પુકાર કીધો "આએ બુઢ્ઢા બજરબટ્ટુના પઇસાપર હીરા જેવી છોકરીનો ભવ બગાડવા તહમે તઇયાર થયાછ !"

"શાયદ, ત્યારે તું પોતે એ છોકરી ઉપર આશક છે, કેમ ?" હબીબુદીને અસલીજ ઢબે દાઢી પસવારતાં કહયું "છોકરા, તું શું મનમાં ખાંડ ખાએછ ? બુઢા બજરબટુકુ કોણને કહેછ ? યાદ રાખ ફરીથી એવા કલામ કાઢયાછ તો આએ સોટાથી તહારા માથાની ખોપરી ગંજી થઇ જશે."

"બરેમીંઆ, જરા હોશ રાખો, સોંચ રાખો, બોલો તેની તમીઝબી તો રાખો" જમીલા બોલી.

અને તેની મા વળી ઉખડી "છોઓકરી, નહીં માનતી કે ?"

તેટલાં જમીલાનો પીદરજ આવયો, દરવાઝો ઠોકાયો, અને જમીલાની માદરે આ વખતે દરવાઝો ખોલ્યો, તેણે પોતાના શઓહરને આવેલો જોઇને દરવાઝા આગળજ ગુસગુસ ચલાવી, જેથી જમીલાના પીદરે અંદર આવતાને વાર શફી તરફ જોઇને કહયું " અગર તહમારામાં અકક્લ હોય તો મહેરબાની કરીને હીંયાંથી રૂખસદ લો."

અને શફી મનમાં મુરજાયલો ત્યાંથી રવાના થયો.—થોડોક વખત વાતચીત કર્યા પછી હબીબુદીનબી વીદાય થયો, અને સહવારના બાઝારમાં જતી વખતે ફરીથી આવવાનું કહીને તે ગયો.

* * * *

બીજી સહવાર શાંત અને ખુશનુમાં હતી, જયારે જમીલા જલદીથી ઉઠીને પોતાને વાસ્તે બકરીનું દુધ દોહવવા ઢોરોના તબેલા તરફ ચાલી, થોડુંક તે ચાલી હશે જયારે કોઇ પંચાતી કરતું હોય તેવા આવાઝથી તે ચોંકીને ત્યાંની ત્યાં ઉભીજ રહી ગઇ.

તે આવાઝ થોડેક દુરથી આવતો હતોઃ "મ્હારા જેવા જવાન સાથ સરકશી ? ઓ બુઢા બજરબટકુ હું ત્હારૂં લહુ પીવશ. લે આએ ત્હારી શેખીનો બદલો ! એક, બે, ત્રણ "—અને જમીલાએ તે બોલનારના એક બે ત્રણ સાથેજ લાકડીના ત્રણ ફટકા સાંભલ્યા—અને પછી, કાંઇજ નહી !

જમીલાના દીલમાં ધાસ્તી બેસી ગઇ, તે બકરીનું દુધ દોહવવા ગઈજ નહીં, અને તેણે ઘરમાં જઇને કોઇની મારામારી થવાની વાત કરી.—જમીલાનો પીદર તેની વાતપર હસીને જયાંથી આવાઝ આવ્યો હતો તે તરફ ગયો; અને તેણે ત્યાં શું જોયું ?

બુઢો હબીબુદીન લકનવી ત્યાં મરણ પામેલો પડેલો હતો, અને તેના માથામાંથી ધોધમાર લહુ ગયું હતું ! !

જમીલાના બાપે હવેજ માનયું કે લાકડીના ફટકા જે જમીલાએ

સાંભલ્યા હતા તે બુઢા હબીબુદીનના માથાપર મારવામાં આવેલાજ ત્રણ ફટકા હતા, અને મરનારનું માથુ ફાડી નાંખીને ખુની નહાસી ગયો હતો! જમીલાનો બાપ સોંચમાં પડયો કે ખુન કોણે કીધું હશે! અને થોડીક સોંચ પછી તેણે ગામમાં જઇને હો હા કરી મુકી, અને પુલીસને બોલાવી.

પુલીસે તપાસ ચલાવી તો માલુમ પડયું કે ખુનીએ હબીબુદીનનાજ સોટાથી તેને મારી નાંખયો હતો, કેમજે મરનાર બુઢ્ઢાની લાકડી ખરડાયલી હતી!–પુલીસે જમીલાની ઝબાની લીધી, જમીલાના બાપની લીધી, જમીલાની માદરની લીધી, અને હબીબુદીન વીશે જેબી જાણતા હોય તે જણાવવા કહયું.

જમીલાના અક્કલમંદ બેવકુફ માદર-પીદરે આગલી સ્હાંજના શું શું બનયું હતું તેબી કહયું, અને તે સઘલી ઝબાનીપરથી પુલીસે એવો સાર ખેંચી કાઢયો કે ખુન શફીએજ કીધું હતું!

એક કલાક પછી તો પુલીસ શફીને પકડી ખુનની જગ્યાપર લઇ આવી, અને શફીને ગીરફતાર થયલો જોઇને જમીલાએ બુમ પાડીને કહયું "ખુન એને નથી કીધું" અને તેટલું બોલીને ઘરડી રહેલી જમીલા બેસુદ્ધ થઇને તુટી પડી.

શફીને પુછવામાં આવતાં તેણેબી કહયું "ખુન મેં નથી કીધું, હું નીરદોશ છું."

મગર પુલીસ તો શફીને લઇ ગઇ, અને તેણે કઇદખાનામાં પુરવામાં આવયો!!

તે પછી શફીની તપાસ ચાલી, અને તપાસ વખતે સાક્ષીઓની ઝબાની લેવામાં આવી, ખુનની આગલી સ્હાંજના શફી અને મરનાર હબીબુદીન લકનવી વચ્ચે જે તકરાર થઇ હતી તેની વીગત અને તે પછી હબીબુદીન તરફ કચવાટ બતાવીને શફી ચાલી ગયો તે બીનાની ઝબાની જમીલાના માદર-પીદરે આપી અને તે વખતે સઉ કોઇએ માન્યું કે ખરો ખુની શફીજ હતો. લેકીન, જમીલાએ ઝબાની આપતાં કહયું "ખુન કરનાર ધણીનો સાદ મેં ખુનની સહવારના સાંભલ્યો હતો, તેને જોયો નહીં હતો કારણ કે દુરથી આવાઝ આવતો હતો, અને હું પક્કી ખાત્રીથી કહુંછ કે તે આવાઝ શફીનો નહીં હોવાથી શફી ખુની નથીજ. તે આવાઝ કોઇ ઘાટકી માણસના આવાઝને મલતો આવતો હતો."

"ત્યારે તે અવાઝ તે કોણ બીજા શખ્સનો હતો તે શું તહમે જાણતા નથી?" નયાયધીશે પુછયું.

"નહીંજી, બીલકુલ નહીં." જમીલાએ જવાબ દીધો "તે આવાઝ અ-ગાઉ કદી મેં સાંભલ્યોબી નહીં હતો !"

ન્યાયાધીશે ટગર ટગર થોડીક પલ જમીલાની આંખોમાં જોઇને પુછ્યું "એવી વાત મ્હારી જાણુમાં આવેલી છે કે તહમને અને શફીને સારૂ હતું, અને તેથી તહમો બેઉ વચ્ચેના પ્યારને ખાતીર તહમો શફીને બચાવવા જુઠું બોલતાબી હોવ, કેમ વારૂ ?

"એ બનેજ કેમ, સરકાર ?" જમીલા બોલી. "શફી મ્હારો ભવિષ્યનો ધણીજ જો બનવાનો હોય, અને તે જો ખરેખરજ ખુની હોય તો પછી તહમે શું એમ સમજોછ કે હું એક ખુની માણસ સાથે પરણવા કદીબી તઇયાર થાઉં ? ગમે તેટલો મઝબુત પયાર હોય તોબી હું કદી એક ખુની, ધાટકી, જુનુની, અને પાપી શઓહર પસંદ કરૂંજ નહીં. પણ, મેં મ્હારા ખુદના કાનોથી સાંભલ્યું તો લાકડીના એક—બે—ત્રણ એમ ફટકા મારતી વખ્તે બોલનાર શખ્સ કોઇ બીજોજ શખ્સ હતો."

"તહમારા ચહેરાપરથી પરખાઇ આવેછ કે તહમારા બોલવામાં સચ્ચાઇ છે." નયાયાધીશે કહયું.

"પાક પરવરદીગાર જે તમામે તમામ દુન્યાનો પયદા કરનાર છે તેના પવિત્ર પયારા નામને યાદ કરીને હું કહુંછ કે જે સચ્ચાઇ મહારા ચહેરાપર જણાયછ તેવીજ સચ્ચાઈ મહારા અંતઃકરણમાં છે." જમીલાએ પાક ખુદાને યાદ કરીને મક્કમ આવાઝથી કહયું, અને પછી ગુઠનયે પડી જઇ બોલી "પાક પરવરદીગારની પવિત્ર જનાબમાં હું સાચ્ચુ સીવા કાંઇજ બોલી શકું નહીં, અને તેવુંજ સાચ્ચુ હું હમણા તહમારી સનમુખબી બોલું છું, સરકાર."

બીજી ઝબાનીમાં શફીના ઘરનાં એક નઉકરે જણાવ્યું કે ખુન થયું તે સહવારે શફી ઘરમાં હતો, અને તે બીલકુલ તે સહવારના બહાર ગયોજ નહી હતો.

આખીર, ન્યાયાધીશે શકનો લાભ આપીને શફીને છોડી દીધો; મગર, તે ડાઘ વગર ઇનસાફની દેવડી છોડી જતો હતો એવું ન્યાયાધીશ જણાવી શકયો નહીં, અને તેથી શફી મુરઝાયો.

શફીને ગામના લોકો ખુનીજ ધારતા હતા, અને તેની તરફ નફરતની નઝર નાંખતાં હતાં, જેથી તેને દીલમાં ઘણું લાગતું હતું. એક રખડતા કુતરાની સાથેબી વધારે સારી ચાલ ચલાવવામાં આવે,—મગર, શફી સાથ

તેટલીબી સુલુકથી કોઇ બોલતું નહીં, જેથી તે જવાનનું દીલ નારાઝ-નારાઝ થઇ રહયું !

થોડાક દીવસ વીતી ગયા.

એક રહવારના શફી તેના ગરીબ ઘરમાં બેઠેલો હતો જયારે જમીલા તેની આગલ આવી "વ્હાલા, તું તો મ્હારી આગળ હવે આવતોજ નથી, તેથી બાહાણાથી હું ત્હારી આગળ આવવાને આજે શકતીવાન થઈ."

"તું આવી તો ત્હારી મહેરબાની" શફી દબાયલા સાદે બોલ્યો "હું હવે કયે સુરતે તહારી સનમુખ આઉંબી ? ત્હારા માબાપ મહારૂં મોઢું જોવાબી રાઝી નથી તો હું કેમ આઉં ? જમીલા, જમીલા, તું એક ખુનીને મલવાબી આવી એ તહારો કેટલો બધો ઉપકાર !" અને એટલું બોલતાંજ તે જવાનની આંખોમાંથી આંસુનાં ટીપાં તપતપ તૂટી પડયાં.

"તું એમ ના બોલ, શફી" જમીલાએ કરગરીને કહયું "હું તુને ખુની માનતીજ નથી, હું તુને નીરદોશ માનુંછ, અને અસલ્લી પયાર જેટલોજ પયાર તહારીપર મહારો છે, મહારા પયારા."

અને તે જેવી શફીને બગલગીર થવા ગઇ કે શફીએ તેને અટકાવીને કહયું "મહને ના છુ, જયાં સુધી મહારાપર ખુનનો ડાઘ મૌજુદ છે, ત્યાં સુધી જમીલા તું મહને ના છુ, એક ખુનીને છુવાથી તહારા નનના નનના નાઝુક હાથો પાપથી આલુદા થઇ જશે, દુર—દુર—દુર રહે તું મહારેથી, અને જયારે ખુનનો ડાઘ હું મહારા કપાલપરથા ધોઇ શકવાને શકતીવાન થવશ ત્યારેજ હું તુંને પયારીબી કહેવશ અને તેજ વખ્તે હું તુંને મહારી ગોદમાં લેવશ અને મ્હને તુને લેવા દેવશ, હમણાં નહીં,—નહીં—" અને તેમ બોલતાંજ એક નરમ હડસેલો મારીને તેણે જમીલાને દુર કીધી.

જમીલા ઘણી દુખી થઇને દુર થઇ, તે ખુબસુરત છોકરી ચુપચાપ ડઘાઇને દુર ઉભી, તેની ચશમોથી આંસુનો દરીયાવ વહી ગયો, અને તેની છાતીથી દુખનાં ડચકાં નીકલવા લાગયાં.

"હું જાઉંછ." આખરે શફીજ ફરીથી બોલયો "હું જાઉંછ, જમીલા, કપાલપરનો ડાઘ નીકલી જશે તો હું તહારે ખાતીર મુરશીદાબાદમાં પાછો આવશ. હાલ તો હું જાઉંછ, મ્હને ત્હારા સીવાય મુરશીદાબાદનું એકકે એક માણુસ જાણે ધીક્કારતું હોય તેમ લાગેછ, અને જો એવા કુતરાના અવતારે હવે વધુ વખત હું હીંયાં રહીશ તો ખચ્ચીતજ હું પાગલ બની જયઇશ. તેથી, હું જાઉંછ. સલામ, જમીલા, પાછા મલયે કે નહીં, તેથી આખીરી સલામ."

તે સાંભલીને તે જવાન સુંદરીનું જીગર ચીરાઇ જતું હતું. તે ડચકાં ખાતાં બોલી "શફી, વહાલા શફી, એમ ના બોલો. હું તહમારા વગર જીવી શકવાનીજ નથી, તહમો જશો તો હું જુરી જુરીને પુરી થઇશ."

"તું ધીર ધરજે, જો મહારે માથેનો કલંગ દુર થઇ ગયો તો હું તુને શોધતો મુરશીબાદમાં આવીશ–અને, નહીં તો પછી ખુદા હાફીઝ."

કોઇના જીગરપર તેઝ છુરી ફરી જાય અને તે વખતે એક દયાના ભરેલા જોનારની આંખમાંથી નવધાર આંસુનો દરીયાવ વહી જાય, તે મીસાલનો તે દેખાવ હતો; અને જો આપણે હમણાં શફી અને જમીલાને તે દુખી આકારમાં આપણી સામે જોતા હોઇએ તેમ જોઇએ, તો આપણીબી ચશમો આંસુથી તર થાય !

ગયો !–જમીલાનો તે પયારો પયારો આશક ગયો, અને તે ખુબસુરત છોકરીને ગમમાં ગીરફતાર છોડીને મુરશીદાબાદ છોડી ગયો !

૭ મહીના પસાર થયા,–અને તે મુદદત દરમ્યાનમાં જમીલાનો એવો એકબી દીવસ નહીં ગયો જે દીવસે તેણે શફીને યાદ કીધો નહીં હોય, અને તે દીવસે તે રડી નહીં હોય !

તે દરરોઝ સુકાતી અને લેવાતી ચાલી, તેના દુખની કોઇ દવાઇબી નહીં હતી અને તેને માટે કોઇ ઇલાજબી નહી હતો ! તે ખાતી પીતી હતી તેબી એટલું થોડું કે ફકટ જીવે, અને તે જીવીને એટલુંજ માંગતી કે જો તે જીવ વધારે રહેવા માંગતો હોય તો તેણે તેના તનના પીંજરામાં એટલાજ વાસ્તે વધારે વખત રહેવું કે તેનો પયારો શફી તેને આવી મલે, અને, જો શફી નહીં આવવાનો હોય, તો તે જીવેબી નહીં રહેવું, ઉડી જવું, અને તેને મુસીબતથી મોકલી કરવી !

આખીર, આપણે જોયું તેમ ૭ મહીના પસાર થઇ ગયા, અને એક દાહાડે જ્યારે જમીલા અને તેની માદર પોતાના ગામના કોટવાલની સ્વારી તે તરફ આવેલી જોવા ઘરના દરવાઝાની બહાર નીકાબ નાંખીને ઉભેલી હતી ત્યારે એકાએક કોટવાલ તેઓ પાસે આવી લાગ્યો, અને બોલ્યો "આપ બધાંઓને કોઇ તકલીફ તો નથીની ? બધાંને ઠીક છેની ?"

"બધાંને ઠીક છે, ચાલોની પીદર, હવે મોડું થશે." કોટવાલના જવાન છોકરાએ બાપની તરફ જોઇને કહયું.

અને એક સર્પે ડંખ માર્યો હોય તેમ જમીલા તે સાદ સાંભલીને ચોંકી, અને એકદમ બોલી પડી "મરનાર હબીબુદ્દીન લકનવીનો ખુની

આએજ છે"—અને તેમ બોલતાંજ જમીલાએ કોટવાલના છોકરાનો હાથ પકડી લીધો!

ત્યાં તો જોવા જેવું થઇ ગયું! સારા સારા લોક જે કોટવાલની સાથે આવ્યા હતા તે જમીલાની વર્તણુક જોઇને ગભરાઇ ગયા, અને તેમાંના કેટલાક બોલી પડયાં "આ કોણ છે? આ બાઇ ઘેલી છે!"

"હું ઘેલી નથી" જમીલાએ કહયું "બરોબર આએજ આવાઝ, એ આવાઝ રાતદીન મ્હારા કાનોમાં વાગ્યા કરતો હતો, અને હું આજે પાછો તેજ આવાઝ સાંભલુંછ. એ આવાઝના કરનારાએ સાત મહીનાની વાતપર ખુન કીધું હતું!"

"ખુન? મ્હારા બેટાએ? કોણનું?" કોટવાલે જમીલાનો હાથ ધીરેથી પકડીને પુછયું.

"હબીબુદીન લકનવીનું" જમીલાએ જણાવયું, અને પછી બધાઓને શાંત રહેવા કહીને કોટવાલે વાત પુછી.

કોટવાલને હબીબુદીનના ખુનની વાત ખબર હતી, અને હવે તેના પોતાના બેટાપર જ્યારે આ આફત આવી પડી ત્યારે તેણે એકવાર ફરીથી જમીલાને બધી વાત પુછી જોતાં પોતાના છોકરા તરફ ડોળા કાઢીને સવાલ કીધો "સાચ્ચુ કહેજે છોકરા, મરનાર હબીબુદીનનું ખુન શું તેં કીધુંછ?"

"નહીં પીદર, મેં નથી કીધું. હું હબીબુદીનને પયચાણતોબી નથી પીદર." પોતાના બાપના બોલવાથી થથરી ગયલો અને ખુનના આરોપથી ગભરાઇ ગયલો તે જવાન બોલ્યો.

"બાઇ," કોટવાલે જમીલાને કહયું "મારો છોકરો એવું કામ કરે તેવો નથી. તેં એને ખુન કરતાં તો જોયો નથીની?"

"ખુન કરતાં જોયો નથી, મગર લાકડીના ફટકા મારતી વખતે જે આવાઝ નીકલ્યો હતો તે આવાઝ આ આવાઝને તદનજ મળતો આવેછ, અને તેથીજ હું ખરી ખાત્રીથી કહુંછ કે ખુન એણેજ કીધુંછ."

"એમજ હોય તો પછી, એ મહારો છોકરો છે છતાંબી, હું એને ગીરફતાર કરવાનો હુકમ આપુંછ." તે સાચ્ચા દીલના ખરા કોટવાલે કહયું. "સીપાહો, પકડો આએ મહારા છોકરાને, એનાપર મરનાર હબીબુદીન લકનવીના ખુનનો શક છે."

સીપાહોએ કોટવાલના હુકમથી કોટવાલના બેટાને ગીરફતાર કીધો, અને તે જવાન છોકરો ત્યાં રડતો ઉભો. મગર, એક બે મીનીટ, અને

તે પછી તુરતજ કોટવાલના છોકરાને કાંઇ યાદ આવી ગયાથી તે એકદમ બોલી પડયો "પીદર, હમણુંજ મહને યાદ આવયું કે મહારો એક દોસ્ત હતો, તેનો આવાઝબી મહારાજ આવાઝને મલતો જુલતો આવતો હતો."

"તે તહારો દોસ્ત કોણ છે ?" કોટવાલે થથરાવી નાંખનારા સાદે પુછ્યું.

"જી, પીદર, મુબારક દહેલવી નામનો એક હતો જે દહેલીથી થોડુંકપ-૨૦૮ મુરશીદાબાદમાં આવયો હતો, અને થોડાજ વખતપર મુરશીદાબાદબી છોડી ગયો હતો."

"તે મુરશીદાબાદ કયારે છોડી ગયો ?" કોટવાલે સવાલ કીધો.

"જી, પીદર, પાંચેક મહીનાની વાત ઉપર."

"ઠીક." કોટવાલે કહયું "એપરથી માલુમ પડેછ કે તેજ કોઇ મુબારક દહેલવીએ મરનાર હબીબુદીન લકનવીનું ખુન કીધુંછ, અને ખુન પછી તે બે મહીને કોઇને કાંઇબી શક નહી જાય તેવા ઇરાદાથી પોબારા માપી ગયોછ, માટે હવે એ તહારો દોસ્ત કેવો હતો તેની વીગત આપ, તેને માટે શહેરે શહેર શોધ ચલાવવામાં આવશે, અને તે પકડાય અને તેની ઉપર ખુનનો આરોપ સાબેત થાય ત્યાંસુધી તુને કાયદા પ્રમાણે હું છોડી શકતો નથી—જાઓ, સીપાહો, એને બંદમાં રાખો."

સીપાહો કોટવાલના છોકરાને પકડી લઇ ગયા, અને કોટવાલે જમીલાને ધીરજ આપતાં કહયું "બેટી, બેફીકર બાશ, તેં ખરા દીલથી આજે એક હીમતનું કામ કીધુંછ. તહારા આશકનો કલંક દુર કરવા તેં ખુની તરીકે મહારા બેટાને પકડાવ્યો તો તેથી તું કાંઇ મહારેથી બીહતી ના. હું પાક ખુદાને માનનારો એક સાચ્ચો માણુસ છું, અને તેથીજ જો મહારા છોકરાનો ગુન્હા સાબેત થશે તો તેને સઝાબી થશે—મગર, મહારો છોકરો કહેછ તેમ જો ખુન કોઇ પેલા મુબારક દહેલવીએ કીધું હશે તો મહારો છોકરો પાક ખુદાની મહેરથી છુટશે" અને તેણે તે પછી જમીલાની માદર અને જમીલાનો પીદર જે તુરતનાંજ આવ્યાં હતાં તેઓ તરફ ફરીને કહયું "તહમો આ છોકરીને કોઇબી જાતનો ઠપકો ના આપતાં, એણે આજે એક ફરઝ બજાવીછ."

"અને આપેબી એક ફરઝ બજાવીછ." જમીલાએ કહયું, અને તે નમી.

* * * *

પંદર દીવસ પછી પંજાબના મુલકમાંથી મુબારક દહેલવીને પકડવામાં

આવયો, અને તેણે ખુનનો વાંક કબુલ્યો. તે દહેલીનો એક બદમાશ જવાન હતો જે લોકોને લુટતો ફરતો હતો. તે દહેલીમાં કેટલીક બુરાઇઓ કરીને મુરશીદાબાદમાં આવયો હતો જ્યાં જેમ કોટવાલના છોકરા સાથે તેણે દોસ્તી કીધી હતી તેમ તેણે બીજાઓ ભેગા હબીબુદીન લકનવી સાથેબી દોસ્તી પાડી હતી. તેણે હબીબુદીનને તવંગર જોયો, મગર તે ચીસ્સો હોવાથી, કોઇ વખતે મઉકો મલી જાય તો તેને રમાડી જવા માંગતો હતો–જે સહવારે ખુન થયું તે સહવારે બાઝારમાં હબીબુદીન મોટી ખરીદી કરવા જનાર હતો અને તેણે પોતાની જેબમાં સોના મોહરની એક ઠેલી લઇ લીધી હતી, જે વાતની મુબારક દહેલવીને ખબર પડી ગઇ. હવે, હબીબુદીન પેલી ઠેલી સાથે પોતે આપેલા સુખન મુજબ જમીલાને ઘરે પહેલાં જવા ગયો, અને તેજ વખતે ઢોરોના તએલાની પછવાડે મુબારક દહેલવીએ નવરૂં જોઇને તેને પકડીને તેની પાસેથી થોડીક સોના મોહર ઉછીની માંગી, હબીબુદીને આપી નહી. બેઉને તે ઉપરથી તકરાર થઇ, તકરાર વધી પડીને ખેંચાખેંચી થઇ, અને મુબારકે તેમ થતાંજ હબીબુદીનના હાથમાંથી લાકડી જુટવી લઇને ત્રણ ફટકા તેના માથાપર એવા માર્યા કે બુઢ્ઢો હબીબુદીન મરણ પામયો.

મુબારક દહેલવીની તપાસ ચાલી, તેને ખુન કીધું હતું તે પુરવાર થવાથી તેને મઉતની સઝા થઇ, અને કોટવાલના છોકરાને બાઇઝઝત છોડી દેવામાં આવ્યો. કોટવાલે પોતાના બેટાને હુકમ આપયો કે તેણે જમીલા તરફ કોઇ જાતનો વૈરભાવ રાખવો નહીં, અને કોટવાલે પોતે ગામેગામના અખબારોમાં જાહેર ખબર છપાવીને શરીને મુરશીદાબાદમાં આવવા જણાવ્યું.

*     *     *     *

આખું મુરશીદાબાદ ગોયા તે દીવસે ખુશીમાં હતું, કેમજે શરી જેવો નેક નીરદોશ જવાન તેઓમાં પાછો આવયો હતો. તે શફી, કે જેને તેઓએ ભુલથી ધીક્કારયો હતો.

જમીલાના માદર–પીદર તે જવાનની પાસે માફી અને ખુશાલીના શબ્દો બોલતાં ઉભાં હતાં, અને સુકાયલી જમીલામાં જાણે આજે નવું આંગ આવ્યું હતું–તે ખુશીની ગોયા દીવાની બની ગઇ હતી !

ઘણાજ થોડા દીવસમાં તે પયારાંઓની શાદી થઇ, અને સરકારે બુઢ્ઢા હબીબુદીનનું કોઇ વારીસ નહી હોવાથી તેની તમામ મીલકત લઇ લીધી, મગર તેમાંથી અરધી દઉલત શફીને આપી. તે ભલા નેક જવાને

હબીબુદીનનાં મરણથી ઘણું ખમ્યું હતું, અને તેનો બદલો તેને મલ્યો.

હસીન સુરત જમીલાએ પોતાના પયારા શઓહર શફીના ખભાંપર માથું મુકી દઇને તેની આંખપર પોતાના હોટ દાબી દીધા બાદ આસમાન તરફ નજર કરીને ખુશીથી કહયું "પાક પરવરદીગારે નીરદોશોને નવાઝયાં, પયારા શઓહર."

અને તે શઓહરે પોતાની નેક મહોરદારના શબ્દોને બોસાઓથી વધાવી લીધા.

**સમાપ્ત.**

---

# ઝુલીમાં-પ્યારની એક પુટલી !

બગદાદના કલીફ અલમુરાહના શાહઝાદા અલાદીન અને કલીફના વડા વઝીરના બેટા આહમદને ઘણી સારી દોસ્તી હતી, તેઓ એકબીજાના જાની રફીક હતા અને પોતાના દીલની છુપી વાતોબી એકમેકને કહેતા હતા !

આહમદ પોતાની ચચાઝાદી ઝુલીમાં સાથે મોહબ્બત રાખતો હતો, અને ઝુલીમાં આહમદના પ્યારની પરસ્તાર હતી.—શાહઝાદા અલાદીનને તેના રફીક આહમદે પોતાના અને ઝુલીમાના પ્યારની વાત પણ કહી દીધી હતી, અને તેણે શાહઝાદા આગલ પોતાની પ્યારીની ખુબ તારીફ કરી હતી ! તેથી, શાહઝાદાએ ઝુલીમાનો ચેહેરો જોવા માંગયો.

ભોલા આહમદે તે કબુલ્યું, અને એક દિવસે તેણે એકાએક પોતાના મહેલમાં શાહઝાદાને દાખલ કીધો, જે વખતે તેની ચચાઝાદી ઝુલીમાં બે-ધ્યાન બેપરદે કોઇ કામમાં મશગુલ હતી !—શાહઝાદા અલાદીને ઝુલીમાને જોઇ, અને તે પયારના તીરથી ઝખ્મી થઇ ગયો અને વઝીરનો બેટો આવી બગદાદી હુરનો પ્યાર ધરાવતો હતો તે માટે મનમાં અને મનમાં ખુબ જલી ગયો, અને ભોલા-ભલા આહમદની અદેખાઇ તે કરવા લાગ્યો !

અકકલમંદ બેવકુફ શાહઝાદો અલાદીન તે દીવસથી આહમદ તરફ ઠંડો થતો રહયો, અને તે હરદમ એજ ખ્યાલમાં હતો કે કોઇબી રવેશે આહમદના હાથમાં ઝુલીમાં નહીં જાય, અને આખા બગદાદમાં નહીં મલે તેવી તે ખુબસુરત હુર તેના પોતાનાજ હાથમાં આવે !

વરસો પસાર થઇ ગયા, આહમદ અને ઝુલીમા હવે પરણવાને લાયકની મોટી ઉમરના થયા, અને ઝુલીમા હતી તે કરતાંબી વધારે આહમદ તરફ દોરવાયલી ખેંચાયલી–એક પ્યારની પુટલીજ પુરવાર થઇ. આહમદના બાપે હવે બેઉની મરઝી મોટાં થવાં પછીબી એક બીજાપર ઘણીજ મઝબુત રીતે જોવાથી શાદી કરી દેવાનો વીચાર ચલાવ્યો, અને તેણે આહમદ ઝુલીમાને પરણાવવાનો દીવસ નક્કી કીધો.–અલબત, શાહઝાદાને તો એમ થતું હતું કે તેના બાપની ગાદી જો હમણાંજ તેના હાથમાં હોય તો તે વડા વઝીરને અને તેના બેટાને કઇદ કરે, અને ઝુલીમાને પોતાની કરે !

ઇતેફાકન, આહમદ અને ઝુલીમાની શાદી થાય તે અગાઉ એક દીવસ આહમદનો વરૂદ્ધ પીતા યક–બ–યક મરણ પામ્યો, અને બગદાદે પોતાનો એક ઘણો દાનીશમંદ વઝીરે આઝમ ખોહી દીધો.

બાપના મરણથી આહમદના લગન ઘીલમાં રહયાં, અને એક વરસ બાદ લગન કરવાનું આહમદે ઠેડવ્યું.

વરૂધ વઝીરના મરણની ખાલી પડેલી જગયા કલીફ અલમુરાહે મરહુમ વઝીરના બેટા આહમદનેજ આપી, કેમજે કલીફે તે જવાન વઝીરઝાદામાં તેના મરહુમ પીદરનીજ તમામ અકકલો દાનીશમંદી અને હુશયારી ચંચલાઇ જોઇ લીધી.

વખ્ત કોઇને માટે થોભતો નથી, અને ઉમરની ભરતી થઇ ગઇ તો મૌત કોઇને છોડતું નથી.—તેમ બીજા છ મહીના પસાર થતાંજ નામવર કલીફ બીમાર પડી ગયા, અને એક દીવસે માતમના આવાઝે મહેલની દીવારોપર પડઘા પાડયા, અને ઝનાનખાનામાં રડાપીત થઇ રહી તયારે રઇયતે જાણયું કે બગદાદના તેમના નામવર કલીફ મૌતને કરીબ થયા હતા !

મરહુમ કલીફ અલમુરાહની જગયાપર હવે તેનો શાહઝાદો અલાદીન ગાદીએ આવયો.—અને અલાદીન જે રાત દીવસ ઝુલીમા–પ્યારની તે પુટલી –ઝુલીમાને ઝોર ઝબરદસ્તીથીબી હાશ્ર કરાય તો કરવા માટે સોચમાં રહેતો હતો, તેણે પોતાને મઉકો મલેલો જોયો !–તે પોતે હવે રાજયગાદીપર બેઠેલો કલીફ હતો અને તે ચાહે તે કરી શકવાને શકતીમાન હતો એવા ખ્યાલમાં તે મસ્ત થયો !

થોડાજ દીવસમાં રઇયત નવા કલીફથી કંટલાઇ ગઇ, કારણ કે તેણે વઝીરે આઝમના કામમાં દખલ મારયાં કીધી, અને પોતે એવો તો ખોટો ઇનસાફ આપવા માંડયો કે લોકો ત્રાસી ગયા !–મરહુમ કલીફના છેલ્લા છ

મહીના દરમ્યાન આહમદ વઝીરે એવું તો કામ ઉત્તમ રીતે કર્યું હતું અને પોતાની ફર્ઝ એવી તો ઉમદા રીતે અદા કરી હતી કે રઇયત ખુશ ખુશ હતી અને મરહુમ વઝીરે આઝમ જેવોજ તેનો બેટાબી નીવડયો હતો તેથી પોતાને નસીબદાર માનતી. પણ, મરહુમ કલીફ જેવો તેનો શાહઝાદો અ-લાદીન નીકલ્યો નહીં તેથી રઇયત નાખુશ હતી, અને જો એવીજ રીતે મામલો ચાલયો તો રઇયતનો વિચાર વઝીરના પક્ષથી લડીને કલીફને સુધા-રવાનો, યાતો રાજ્યગાદી ઉપરથી કહાડવાનો હતો !

કલીફ અલાદીનનો ખઝાનો ભરપુર હતો, તે પોતે મૌજશૌકનો પું-જારી હતો અને તેણે થોડાજ વખ્તમાં લગભગ ત્રણસો ખુબસુરતીઓ પોતાના ખાસ ઝનાનામાં દાખલ કરી હતી જેમાં સીરકેશયન, પરશયન, સાલજુક, અરેબ્યન, વાલુન, અને જયોરજીઅન ખુબસુરતીઓ હતી, ગુલેનવચાની મી-સાલ સુંદર તે નાઝનીનો તેના ઝનાનામાં શામીલ છતાંબી હવસના ગુલામ અલાદીને વઝીરની થનારી ખુબસુરત મહેરદાર ઝુલીમાનો ખયાલ મનથી હજુણુ દુર કીધો નહીંજ હતો ! !

તે માનતો કે આખા બગદાદમાં એવી એકબી સુંદરી નહીં હતી જે ઝુલીમાની ખુબસુરતીથી આલા નાંઝોમાં ભરપુર હોય, તે ઝુલીમાના ચહેરા અને ચશ્મોપર જાનથી મોહીત હતો, અને તેને પોતાના પ્યારની એક પુટલી બનાવવા માટે ઘણો:જ આર્ઝુમંદ રહેતો !

એક ચાંદની રાતના વઝીરે આઝમ આહમદ એક દરવીશના લીબાસમાં બગદાદની પોલીસ પોતાની ફર્ઝ કેવી બજાવે છે તે જોવા માટે નીકલ્યો હતો, જયારે તેણે એક એકાંત જગયાપરથી કોઇ નાઝનીનની ચીખ આવતી સાં-ભલી.—વઝીરે પોતાની શમશીર મ્યાનથી ખેંચી કાઢી, અને તે પેલી ચીખ જયાંથી આવતી હતી તે તરફ દોડી ગયો.

ત્યાં જતાંજ તેણે જોયું તો બે ઘોડેસ્વારો એક ત્રીજા ઘોડેસ્વારના હુકમથી ચાલીને એક બુરકાપોશ અઉરતને ઘોડાપર નાંખી લેવાની કોશીશ કરતા હતા, અને પેલી નાઝનીન ચીખપર ચીખ પાડીને તેઓ સાથ હાથો હાથ લડતી હતી !

“ત્હમે કઉણ કુતરા છો જે આમ એક લાચાર અઉરતને સતાવો છો ? હું ત્હમોને હુકમ કરૂં છું કે એ નાઝનીનને છોડી દો” છુપા લીબાસ તલેના વઝીરે પુકાર માર્યો, અને તેના આવાઝ ઉપરથી ત્યાં ઉભેલાઓએ જાણ્યું કે

તે કોણ હતો ? કેમજે તેઓ રાત દીવસ તે આવાઝના સમાગમમાં આવતા હતા.

"બચાવ, વ્હાલા આહમદ, બચાવ" તે નાઝનીન જે કોઇજ નહીં પણ ઝુલીમા હતી, તેણે આહમદનો આવાઝ પીછાણતાંજ જીવ આવ્યો હોય તેમ દીલમાં થોડીક તસલ્લી માનતા બુમ પાડી "આહમદ સારૂ થયું કે તું આવયો, આએ ત્રણે બદમાશો મહને ઘરથી પકડી લાવ્યા છે, તેઓએ મહારા મોંઢામાં ડુચો મારયો હતો, અને જ્યારે હું ગુંગલાઇ જતી માલુમ પડી તયારે એઓએ અહીંના આ એકાંતમાં મહારા મોંઢાનો ડુચો કાઢયો છે. મેં મદદની ચીખ પડી, મેં ઘોડાપરથી નીચે નખાવી દીધું, અને હવે તું વહાલાની મદદ આવેલી જોઇ મહને આશા છે કે તું મ્હને બચાવી લઇ જશે."

વઝીરે આઝમ આહમદની તલવાર ચમકી રહી અને બુઝદીલ ડરપોક તે ત્રણ સામટાજ તેનીપર તુટી પડયા ! આહમદ ઝખ્મી થયો, અને તે ત્રણેના હાથપર ગીરફ્તાર થઇ ગયો.

"કુતરા, મહારૂંજ નમક ખાઇને મહારીજ ઉપર શમશીર ઉગામે છે ?" તે ત્રણમાંના એક જે વડો હતો તેણે હવે પોતાનો સીહાપોશ કીધેલો ચહેરો ખુલ્લો કરી નાંખતાંજ કહયું "જો, હું કઉણ છું ?"

"કઉણ ? કલીફ અલાદીન પોતે" ગીરફતાર થયલા વઝીરે તે જોઇને તઅજબ્જુબ થઇ પુકાર કીધો "આપ મહારા નામવર, અને આએ ઝાતનું કામ ? તહમે ઘણીજ મોટી ભુલ કીધી છે !"

"તું જખ મારેછ કે મેં મોટી ભુલ કીધી છ." કલીફ અલાદીને ગડગડાત કર્યો "બગદાદની અંદર મારો દરજ્જો સઉથી આલા છે અને આલા દરજ્જાનીજ એક ખુબસુરતીપર મ્હારો હક છે. ઝુલીમાપર મ્હારો જેટલો હક પહોંચે તેટલો તહારો નહીંજ પહોંચે, અને તેથી આજ પછી ઝુલીમા તહારી નથી, પણ મ્હારી છે."

"શાહોને તો પોતાની રઇયતની અને પોતાના હાથ નીચેના આદમીઓની મહોરદારોને પોતાની બેટી અને બહેનો સમજવી જોઇએ." વઝીરે જુસ્સાથીજ કહયું "તો તહમારે એમ ઝુલ્મ કરીને કોઇના ઘરને તોડવું અને તે ઘરની મ્હોરદારને ઉઠાવી જવું બીલકુલજ લાઝેમ નથી. તહમે જાણોછ કે ઝુલીમા ન્હાનપણથીજ મ્હારી સાથે અહદાયલી છે, તે મહારી સાથ

થોડાજ વખ્તમાં શાદીથી એક થનાર છે, અને ત્યારે એટલી ખબર છતાં બી ત્હમો ઝુલીમાને ઉઠાવી જાઓ-એ, એક મોટામાં મોટા ઝૂલ્મ છે !"

"ખામોશ." કલીફ અલાદીને વધતા ઝોરથી બુમ પાડી "હમણાં તો તું થોડો ઝખમી થયોછ, મગર હવે જો વધારે ટકટક કરશે તો તહારો જાન ત્હારા તનના પીંજરામાંથી ઉડી જશે. તું ચુપચાપ તહારે મકાને ચાલ્યો જા. હું ઝુલીમાને મહારા ઝનાનખાનામાં ઉપાડી જાઉં છ, અને જો એ વાતની કોઇ હોહા તેં કીધીછ તો તું ખતા પામશે; બીલકુલ ખામોશી અખત્યાર કરજે."

અને કલીફના હુકમથી કલીફનાં સાથવાળો એક ઘોડેસ્વાર વઝીર પોતાને મકાને વઝીરને છોડી આવ્યો, અને ઝુલીમાને કલીફ અલાદીન પોતાના ઝનાનખાનામાં ઝુલ્મો ઝબરદસ્તીથી લઇ ગયો !

* * * *

વઝીરની તબીઅત સુધરવાને ઘણા દીવસ લાગયા અને તે મુદ્દત પછીથી જયારે તે તંદરોરસ્ત થયો ત્યારે તેણે વઝીરના હોદ્દાનું રાઝીનાંમું આપ્યું, અને બગદાદ છોડી ગયો.

અલાદીન હવે ખુશ થયો : તેણે પ્યારની પુટલી ઝુલીમાને મેલવી હતી, અને વલી ઝુલીમાનો અદરાયલો શઓહર તેના રાસ્તામાં જે કાંટા મીસાલ હતો તે આપોઆપ દુર થયો હતો.

તે વખ્તે બગદાદના કલીફનું ઝનાનખાનું તાઇગ્રીસ નદી ઉપર હતું, અને તે સુંદર મહાલ જેટલો અંદરથી આરાસ્તા હતો, તેટલોજ બહારથી શોભીતો હતો.—બહાર તરેહવાર ગુલોલાલાનો એક બાગીચો ખુશબુદાર કુલોથી બહેક બહેક થતો હતો, અને અંદર જુદા જુદા કમરાઓ સંગેમરમરના પુટલાંઓ અને ઉંચી કારીગરીના સામાનથી રઉનકદાર બનાવેલા હતા. ઝનાનાના ગુશલખાનામાં રૂપેરી ફવવારાઓ બનાવેલા હતા જેની નીચેની સંગેમરમરની નનની નનની તલાવડીમાં અત્તરની ખુશબુથી ભરેલું પાણી ઉડતું પડતું હતું !

ગુશલખાનાથી બહાર નીકલ્યા પછી એક બીજા કમરામાં જવાતું હતું જેમાં તરેહવાર મેવા મીષ્ટાનથી ભરેલી રીકાબીઓ ગોઠવેલી હતી અને શરબતની જામો મુકેલી હતી.—તે ઓરડામાંથી કલીફની ખાસ ખાબઘાહમાં જવાતું હતું, જે ખાબઘાહના મોટા આલીશાન ઓરડામાંથી ત્રણસો દરવાઝાઓમાં દાખલ થવાતું હતું !!

તે ત્રણુસો દરવાજા ત્રણુસો નાઝનીનોના જુદા જુદા રહેવાના ઓર-ડાના હતા, જે દરેકપર દરેક તેમાં રહેનાર સુંદરીનું નામ સુનહેરી અક્ષરોથી લખેલું હતું !

ઝુલીમાને વાસ્તે તો એક રઉનકદાર મોટો ઓરડો ખાસ આપેલો હતો, મગર ઝુલીમાને મન તે નીકામો હતો. તે પોતાના પ્યારા આહમ-દને વફાદાર હતી, અને તેને આપેલું દીલ બીજાને હાથ આપવા ખરા દીલથી નાખુશ હતી.—તેણે કલીફ અલાદીનની પ્યાર ભરેલી વાતો ઉપર બીલકુલજ ધ્યાન આપયું નહીં, અને કલીફના પયારને તેણે નફરતથી દુરનો દુરજ રાખ્યો.

ઝુલીમાએ કલીફ અલાદીનને બીલકુલ મચક આપી નહી, અને તેણે કહયું "અગર મહારીપર ઝબરદસ્તી ચલાવીને મહારી દામનને ઇલઝામ આપવામાં આવશે તો હું ખંજરથી તબાહ કરીશબી, અને પોતે તબાહ થઇશબી."

કલીફે તે નવા ટોટાને રફતા રફતા પીગલાવીને પોતાની તરફ ફેરવ-વાનો ખયાલ કીધો, અને તેથી તે દરરોઝ ઝુલીમા આગલ પયાર, પયાર, અને પયારની વાતો કરતો સ્હાંજના કલાકોના કલાક બેસતો હતો ! મગર, જ્યાં મન નહીં ત્યાં દીલબી નહી ! !

વઝીર આહમદપર ગુઝરેલા સીતમની વાત છુપી રહી નહીં, અને અણીપર રહેલો રઇયતનો ગુસ્સો હવે કાબુમાં રહી શકયો નહી, અને એક મોટો બલવો ઉઠયો !—અધુરામાં પુરૂં સીરીઆના હાકેમ અને દમાસકસના રાજાની મદદથી આહમદ પોતે બગદાદપર ચઢાઇ લઇ આવ્યો !

તેણે લડવાની અગાઉ રઇયતને કહેવડાવ્યું કે "મહને બગદાદની પ્યારી રઇયત સાથે કે લશકર સાથે કાંઇબી દુશમનાઇ નથી, અને તેથી હું એકબી લશકરી સીપાહનો જાન જાય કે રઇયતમાના એકબી આદમીને ઇજા થાય તે જોવા નારાઝ છું.—મહને તો કલીફ અલાદીનને જેર કરવાછે, તેને એક શીખામણ આપવીછે કે રઇયતની મહોરદારમાની કોઇબી તેના ઝના-નામાં દાખલ થઇ શકનારજ નથી, અને તેવો કોઇ ઝુલ્મ બીલકુલ સઝા-વાર નથી. કલીફ મહારો બચપણનો દોસ્ત છે, તે મહારો સરદાર છે, લેકીન તેની આએ બુરી ખાસીહત તેને મહારા કાબુમાં લઇને હું દુર કરવા માંગુ-છું. કલીફને હું મારવા માંગતો નથી, પણ તેને સુધારવા માંગુછું. તેના સ-

ડેલા વીચાર દુર કરીને તેની પાસે કબુલાવવા માંગુછ કે રઇયતની વહુ–બેટી તે તેની હમશીર સમાન છે. ”

વઝીર આહમદની તરફેણમાં તમામ રીઆયા થઇ ગઇ. બગદાદનું લશકર પણ તેની બાજુએ ગયું, તોબી–તોબી ઝીદદી અલાદીને પોતાના થોડાસા લશકર સાથે લડાઇ ચલાવી !

* * * *

કલીફ અલાદીન હાર્યો, અને ઘણી તરકીબથી તે નહાસી જવામાં ફાવયો !—લડાઇ બંધ થયા પછી આખા બગદાદમાં તેને માટે શોધ ચલાવવામાં આવી તો તે મલ્યોજ નહીં, રઇયતે બગદાદની રાજ્યગાદી ખાલી પડેલી જોઇને પોતાના માનીતા વઝીરે આઝમ આહમદને કલીફ બનાવયો !

આહમદ બગદાદનો કલીફ થયો, અને તેણે એવી તો કુશલતાથી રાજ્ય કારોબાર ચલાવયો કે રઇયતે મરહુમ કલીફ અલ્લમુરાહનો શાંત ઝમાનો પાછો જોયો.

કલીફ આહમદે પોતાની પ્યારની પુતલી વફાદાર ઝુલીમા સાથે શાદી કીધી અને અકેલી ઝુલીમાંજ નવા કલીફના ઝનાનાને દીપાવવા લાગી.–તે એક હતી, પણ નેક આહમદને મન તમામ દુન્યા તે હતી !

બે વરસ પછી મોટા એક લશકર સાથે બગદાદપર તેનો પદભરષ્ટ કલીફ અલાદીન હુમલો લઇ આવ્યો, ઝબરદસ્ત એક મોટી લડાઇ થઇ, અને પોતાના ધણી સાથે મરદાના લીબાસ પેહેરીને સુલતાના ઝુલીમાં ઉતરી !!

સુલતાના! ઝુલીમાં પોતેબી લડી અને ઘાયલ થઇ ગઇ, તેને ઘણી સંભાલથી મહેલમાં ઉપાડી જવામાં આવી, અને કલીફ આહમદ લડતા લડતા એક વખત હારવાપર આવેલો છેવટે જીત્યો.

અલાદીન હાર્યો, અને આ વખતે તે એક અફસર સાથે લડતાં માર્યો ગયો !

* * * *

બગદાદ! તેનાપર હવે વઝીરી વંશ કલીફ બનીને રાજ્ય કરવા લાગ્યો. કલીફ આહમદે ઘણા વરસો સુધી રાજ્ય કીધું, અને તેની વફાદાર સુલતાના-પ્યારની પુટલી ઝુલીમા—એ પોતાના પ્યારા બાદશાહ શઓહરને પોતાના જેવોજ એક ખુબસુરત રાજ્યવારીસ નઝર કીધો.

**સમાપ્ત.**

# મુરાદનું મૌત.

૧૩૮૯ના સાલમાં કોસોવાના જંગી મયદાનમાં મુરાદ પેહેલાની બાંહેધરી હેઠળ તેનું ઓટોમાન સૈન્ય જમાવ થયલું હતું. નાની સ્કીટીઝા નદીના બન્ને કીનારાઓ ઉપર તંબુઓની અલગાર લાગેલી હતી, અને ફોજના સીપાહો તથા તેમના ઉંટ અને ખચ્ચરો તે સુફેદ નિરમળ પાણીની મઝાહ અને તે થંડા પાણીની સપાટી ઉપરથી પસાર થઈને આવતી પવનની લેહેકી ચાખતા પોતાની ઠાક ઉતારતા હતા.

છાવણીની વચોવચમાં સુલતાન મુરાદનો ભપકાદાર તંબુ ઠોકાયલો હતો, અને તેની આસપાસ વફાદાર સંત્રીઓની એક સારી જેવી સંખ્યા પાહરો ભરતી ફરતી હતી.

કાસોવાના મયદાનમાં ઓટોમાન લશકર આવી પહોંચ્યું તેની બીજીજ સહવારે સરવીઆના રાજા તરફથી સુલતાનની મુલાકાત લેવા ત્યાંનો એલચી પોતાની સાથ લીધેલા એક નાના રસાલા સાથે આવ્યો. તે એલચીને તુરતજ સુલતાન સામે લઇ જવામાં આવ્યો, અને ભપકાદાર તખત ઉપર બેઠેલા મુરાદને તે જવાન એલચીએ અદબથી સલામ કીધી.

"ત્હમે કોણ છો ?" મુરાદે દમામથી પુછ્યું.

"નામવર સુલતાન, સરવીઆના નામદાર શહેનશાહ લાઝર તરફથી આવેલો હું એલચી છું, અને મ્હારૂં નામ મીલોસ્ક કાબીલો છે." તે નવજવાન ખુબસુરત એલચીએ નમીને જણાવ્યું. "અમારા નામવર શહેનશાહ જાણેછ કે આપ સુલતાન પોતાના શાહઝદા, શાહઝાદી અને ઝનાનખાનાની કેટલીક પરદેપોશ બેગમો સાથે બીનદહેશતે અમારા મુલકમાં આવીને મોટા લશકર સાથે છાવણી નાંખીને પડેલા છેઓ, મગર ત્હમો એટલા બધા નિરભય રહો એ ઠીક નહીં, અમારૂં લશ્કર કાંઈ ખાંડયું જાય તેમ નથી—તોબી એક નજીવી બાબદસર લહુની નદી બહાવવા દેવા માટે અમારા નામવર શહેનશાહ ખુશી નહીં હોવાથી તેવણે સુલેહ થાય તેમ ઇચ્છયું છે."

"જવાન શખ્સ" સુલતાન ગંભીર આવાઝે બોલ્યો "ત્હારૂં બોલવું બેહુદુ છે, હું મ્હારા વ્હાલાઓ સાથે પોતે ત્હારા જંગે મયદાનમાં એજ કારણથી આવ્યોછ કે હું બતાવી આપું કે મ્હારી ફોજમાં ઘણું પાણી છે, અને ત્હમને અને ત્હમારા ઘરબારને અમો અમારા મુલક મીસાલ ગણીએ છીએ."

"હું સમજુતી કરવા આવ્યો, મગર મ્હને લાઝેમ છે કે હવે તે વાત મનમાંથી દુર કરી મ્હારે ત્હારી મગરરીને પુગી વલવા સારૂ પાછા ફરીને કંઇ કરી બતાવવું." વગર ધાસ્તીએ તે એલચી બોલયો.

સુલતાન અને આજુબાજુ ઉમેલાઓ તો આ શેખી સાંભલી મીસલે આતશ ગરમ થઇ ગયા, અને મુરાદ પુકારી ઉઠયો "અગર ત્હારી જવાની-પર મ્હને રહમ નહીં આવને, તો ઓ તું ખુબસુરત છોકરા, આજે આએ ખંજર ત્હારા સીનાની આરપાર ચાલી જતે—જા, અહીંથી દુર થા, ત્હારા બાદશાહ આગલ જા, ને તેને લડાઇની તૈયારી કરવા કહે; આવતી કાલે સહવારનો સુરજ ઉગશે કે લડાઇની શુરૂઆત થવીજ જોઇશે."

ઓટોમાન સરદાર તીરમુર તરફ કાબીલેનો હાથ પકડીને તેને બહાર લઇ ગયો અને બોલ્યો "હુલ્લડ જવાન, શેરના ગુફામાં આવીને તું શેરને છેડે છે ? અરે, એકજ પંજામાં ત્હારી ઝીંદગી નીસ્તીમાં નાબુદ થઇ જશે."

"પાક ખુદાના નામથી, મ્હારા મરહુમ પીદરના કસમથી હું કહુંછ કે" કાબીલો બોલ્યો "મ્હને જે અપમાન આજે મુરાદે કીધું છે તેનો ઇનતેકામ લેવામાં આવશે."

"તું પાગલ છે" તીમુર તરફે કહયું "દીવાના છોકરા, ત્હારા આદમીઓ અમારી જંગી ફોજ સામે એક દીવસબી ટકી નહીં શકશે, તો પછી આવી બેહુદી બકવા કરવી સીર્ફ મુર્ખાઇ છે."

અને તીમુરતરફ તેને છોડીને ગયા પછી તે જવાન એલચી ઓટોમાન છાવણીમાંથી ઘોડો દપતાવી ઘણાજ ગુસ્સામાં પોતાના બાદશાહને ખબર કહેવા દોડયો. સાહાડ માણસોનો તેનો રસાલો તેની સાથેજ હતો અને હવે તે પોતાના માણસો તરફ ફરીને બોલયો "એ કાલે સહવારે લડાઇ શુરૂ કરવા કેહેછ, પણ હું તો આજેજ આપણા રસ્તા વચ્ચે એના કોઇ માણસો મલશે તો તેની સાથ એકલો લડવા માંગુછ, અને આપણું કુવ્વત બતાવી આપવાનો ઇરાદો રાખુંછ."

હરખની એક ચીખ તે નાની ટુકડી વચેથી નીકલી અને એકકે એક સ્વાર જાણે લડવાજ આતુર હોય તેમ શુરપર આવી ગયો. તેટલાં દુરથી ગીરદ ઉડતી હોય તેવું લાગ્યું, અને કાબીલોએ નજર દોડાવીને બુમ પાડી "અરે એ તો દુશ્મનનો વાવટો ઉડારતા લઇને કોઇ એજ તરફ બધા આવેછ."

"દુશમન" આવાઝ ઉઠી રહયો "તલવાર મ્યાનથી બહાર કાહાડો."

૭

અને તે આવાઝ જાણે હુકમ હોય તેમ બધા શુરપર આવી ગયા, અને સરસર સરસર ચલકતી તલવારો નીકલીને તડકાના ચલકાટમાં ચમકી રહી.

"એ લોકો સોથી સવાસો દીસેછ, આપણે સાહાઠ છઇએ—પણ, સબુર કરો, એ લોકની વચમાં તો કોઇ ઓરતો ઘોડાપર જણાયછ!" કાબીલોએ અજાયબી બતાવી. "ફીકર નહીં, આગળ વધો, આજથી એ આપણો દુશ્મન છે તો એના ઝનાના યા શાહઝાદીઓનેબી કૈદ કરશું તો ફીકર નથી—ખબરદાર, બાનુઓ ઉપર કોઇ હાથ ના ઉચકતા, મગર મર્દો મળે તો બેખોફ ત્હમે તલવાર ચલાવજો—ખાકમાં તેમના સરને ઉડારજો."

અને તે બાહાદુર ટુકડી યાહોમ ધસી ગઇ.

આખરે તે બેઉ ટુકડીઓ સામસામી થઇ ગઇ, ઓટોમાન સીપાહીઓની વચમાં ભપકાદાર એક બાનુસ્વાર હતી, તેની આજુબાજુ તેની સાહેલીઓ હતી, અને તેમને સંભાળતી ઓટોમાન ફોજની એક ટુકડી ચાલતી હતી.

"ખબરદાર" કાબીલોએ બુમ પાડી "અમારા દેશમાં હતીયાર સજીને એક પારકા રાજ્યની ફોજને ચાલવાનો કોઇ હક્ક નથી, અને આ ત્હમારો વાવટો ઉતારશો નહીં તો ત્હમારા ટુકડે ટુકડા કરીને એ વાવટાનો અમો કબજો લઇશું."

"સરકશ" ઓટોમાન ટુકડીના એક સરદારે બુમ પાડી "શા માટે તું ત્હારા સરપર તબાહી લાવેછ?—છોડ હુજ્જત."

"દોસ્તો, બસ દુશ્મનોને મારો." કાબીલોએ એક શેરની માફક બુમ પાડી. "દુશમનની બાનુઓ, દુર થાઓ."

ઓરતો આ સાંભળીને ચીખ પાડીને એક બાજુપર થઇ ગઇ, અને મરદોની બેઉ ટુકડીઓ તલવારથી તે મયદાને જંગની શુરૂઆત કરવા જાન ઉપર આવીને લડવા પડી.

સુલતાનઝાદી સીવાય એક તરફ બધી બાનુઓ ધ્રુજતી ઉભી હતી, અને બીજી તરપ લહુભરી તલવારો એક બદનમાં દાખલ થયલી પાછી બહાર આવીને બીજા બદનનું લહુ ચુસવા પાછી ઉપરથી નીચે ઉતરતી. કોઇ ખુનમાં આલેટાઇને ધુલમાં પડતો, તો કોઇના ખભામાં તલવાર ઉતરી જતી યા કોઇનું ધડ શરીરથી છુટું થઇને ઉડતું.

આખીર એક નાની લડાઇ પછી સરવીઅન ટુકડીની જીત થઇ, ઓટોમાન ટુકડીના મર્દો માર્યા ગયા, અને ઓટોમાન બાનુઓને કૈદી તરીકે ગણવામાં આવી.

"બીલકુલ ડરો નહીં, બાનુ" ભપકાદાર તે સુંદરીની આગળ જતાં કાબીલો બોલ્યો "મ્હને આજે મળેલા કડવા અનુભવને સબબે મેં મુરાદની–"

"ખામોશ, સરદાર" તે સુંદરી બોલી "મુરાદ મ્હારા પીદર થાય, ને ત્હમારી મગદુર નહીં કે ત્હમે એક આડો સખુન પણ તેવણુને માટે તેવણુની બેટી નીલોફર આગળ બોલો."

કાબીલોએ જીભ કરડી.

નીલોફર ! ઓ પાક ખુદા !—જે ખુબસુરતીએ આખી યુરપના કાન ઉપર આવાઝ કીધો હતો અને જેની ખુબસુરતી દુન્યા ઝાહેર હતી તે આજે હીંયા ? અને તેના પોતાના કબજામાં ? કાબીલો તે નાઝુક બદનને નીહાળતો દાંતમાં આંગળી પકડીને ઉભો, જ્યારે બુરકા સાથની તે ખુબસુરત સુંદરી એમની એમ સ્વાર થયલી હીમ્મતથી ઉભી હતી.

"નામવર બાનુ, ત્હમે અમારા કેદી છો, અને હું મ્હારા વડાઓની આગળ ત્હમને લઇ જઇશ—પછી ત્યાં જે હુકમ થાય તે ખરો." કાબીલો બોલ્યો.

"હા, હું જાણુંછ કે ખ્રીસ્તીઓ પોતાના કેદી તરફ રહમદીલીથી વરતેછ અને તેમાં અકસર કરીને બાનુઓને તો ઇઝઝત આપેછ તો પછી ત્હમારી સાથે આવવાને હું ઝરાકબી બીહતી નથી, મગર મ્હને એટલી તો દીલમાં શાંતી છે કે મ્હારા પીદર કોઇબી રીતે—તલવારથી યા મોહોરથી–ખુન ચલાવીને યા દંડ આપીનેબી, મ્હને છોડવી તો જશેજ."

કાબીલો હવે પોતાના માણુસો તરફ ફરીને કુચ કરવાનો હુકમ કરતો હતો તેટલાં નીલોફર બોલી "સરદાર, મ્હને પ્યાસ લાગીછ–જરા પાણીની મ્હેરબાની કરશો ?"

કાબીલો પાણી માટે પોતાના એક આદમીની મસક લેવા ગયો તેટલાં નીલોફરે સાહેલીઓને કહ્યું "બ્હેના, ન્હાસી જવાનો વીચાર થાયછ કે ?"

"ફુઝુલ તકલીફ છે." એક ઔરતે કહ્યું "સુલતાનઝાદી, આપના નાઝુક કદમો સ્વારીમાં એટલા બધા સખ્ત ન થઇ સકશે—અને એક અરધો માઇલ દોડવા પછીબી આપણી પુઠે લાગેલા આએ ખ્રીસ્તીઓથી આપણે પકડાઇજ જઇશું, તો પછી ફુઝુલ તકલીફ લેવામાં શો ફાયદો ?"

તેટલાં પાણીની તે નાની મસક આવી પહોંચી, પ્યાસી થયલી નીલોફરે બુરકો ઉંચકીને તે પાણી ગડગડ પાધું–પાણીથી તેના દીલમાં પ્યાસની આગ બુઝાઇને ઠંડક થતી હતી, મગર કાબીલોની છાતીમાં હવે એ શાની

આગ લાગતી હતી ? તેનું જીગર કેમ ગરમ થઇને ઉછળતુ હતુ ? તેનું દીલ કેમ ધડકતુ હતુ ?—હા, તે ખુબસુરત ચહેરાએ તેને સરબસર ફેરવી દીધો હતો, તેના હાલમાંજ ઠંડા થયલા લહુને બીજીજ કીસમે ફરીને ગરમ બનાવી દીધું હતું.

આખરે તેઓ બધા ઉપડયા, બીજે દીવસે સરવીઅન અને બોસ-નીઅન ફૌજ જ્યાં જમાવ થયલી હતી ત્યાં બધા આવી પહોંચ્યા. બોસ-નીઆનો રાજા બેઉ ફૌજનો વડો થયલો હતો, અને તેના હુકુમ મુજબ લશ્કરને ચાલવાનું હતું—મગર, લડાઇ કરવાનો હુકમ તો લાઝર તરફથી-જ પેહેલાં મલવાનો હતો.

રસાલાને અને બાનુ કૈદીઓને મીત્ર રાજ્યેની છાવણીમાં રાખીને બોસનીઆના રાજાના કહેવાથી કાબીલો પોતાના લાઝર આગલ લડાઇનો હુકમ લેવા ગયો. જવા અગાઉ તે નીલોફરના તંબુ આગલ આવ્યો અને તે વખતે નીલોફરે બુરકો કાહાડી નાંખેલો હોવાથી એક બીજીવાર તે ચાંદની ખુબસુરતી ધરાવનાર બાનુને જોઇને કાબીલો અંજાઇ ગયો—અને હવે તે સરબસર પ્યારમાં ગીરફતાર થયો.

નીલોફરમાં જીગર મુકીને તે સરદાર હવે લાઝર આગલ ગયો. તેણે પોતાને થયલા અપમાનની અને નીલોફરને પકડવાની વાત જે કહી તેથી લાઝર ગુસ્સે થઇ ગયો " એટલું ગુમાન એ રાખેછ તો સુલતાન મુરાદ કંઇ કમતી ફૌજ લઇને અહીં વેર નહીંજ આવ્યો હશે, ઠીક છે,–શું હુકમ કરવો તે હું તમને લખી આપુંછ. "

અરધા કલાકમાં બાદશાહી મોહોર સાથનો બંધ પરબીડામાં મુકેલો તે હુકુમ લઇને રાજા લાઝર પોતે તે દીવાનખાનામાં પાછો આવ્યો, જ્યાં કાબીલો બેઠેલો હતો. તેણે કાબીલોને તે બંધ પરબીડું આપીને કહ્યું "જાઓ, બોસનીઆના તવારકોને આપો, ને તેવણ શું કરવું તે જણાવશે. "

કાબીલો નમીને ત્યાંથી નીકલ્યો અને એક લાંબી મુસાફરી પછી ફૌજ જ્યાં જમાવ થયેલી હતી ત્યાં આવ્યો. તેણે રાજા લાઝરનો હુકમ વાંચવા માટે રાજા તવારકોના હાથમાં તે બંધ પરબીડું મુકયું, અને અદબથી ઉભો રહયો. બોસનીઆના રાજાએ તે વાંચ્યું અને વાંચીને તુરતજ બોલ્યો "લડાઇ ઝાહેર કરો, અને સુલતાનની કૈદ પકડાયલી બેટી નીલોફરને ગરદન મારો. "

"ગરદન મારો!" એક ચીખ પાડીને કાબીલો પુકારી ઉઠયો "નહીં —કદીબી નહીં."

"મ્હારે તો રાજા લાઝરના હુકમ મુજબ ચાલવુંજ જોઇએ." તવારકો બોલ્યો.

"રહમ, ઓ રહમદીલ રાજા, ત્હારી રહમદીલી બતાવી આપ, ને એક ઔરતપર નાહકની તલવાર ઊંચકતા બાઝ આવ." કાબીલો ગુડન્યે પડીને હાથ જોડી બોલ્યો.

"ઉઠ, ભીલોરક, ઉઠ" રાજા તવારકો બોલ્યો "એ તુ જે માંગેછ ને બોલેછ તે બધું ફોકટ છે કારણ કે મ્હારે તો લાઝરને માન આપવુંજ જોઇએ."

"બે દીવસ, ફકટ બે દીવસ" મીલોરક કાબીલોએ માંગી લીધું "બે દીવસ મંજુર કરો, ને હું હમણાંજ લાઝર પાસે જઇને નીલોફર માટેનો હુકમ ફેરવી લાઉંછ—ત્હમે નીલોફર તરફ ના જુઓ, મ્હારી તરફ જુઓ —મ્હારા દરજાજ તરફ જુઓ, અને એક બે દિવસની મેહેતલ જે હુ માંગી લઊંછ તે આપો."

"નહીં બનવા જેવું, ત્હારેથી જવારોજ નહીં. ઢીલ કરવી એ આપણી બધાની ખરાબી કરવા બરોબર છે, મ્હારે તો મ્હારા બોલ મુજબ રાજા લાઝરના હુકુમને માન આપવુંજ જોઇએ—અગર જો નીલોફર મારી પોતાની દીકરી હોતે તોબી આએ બાદશાહી હુકુમ પ્રમાણે તેને આજે જરૂર મરવુંજ પડતે. જ્યાં સુધી મ્હારા હાથમાં અને મ્હારી સાથમાં આએ દસ્તાવેજ છે ત્યાં સુધી અમલ થવોજ જોઈએ."

"એમ સમજો કે ત્હમારા હાથમાં એ દસ્તાવેજ નથી." કાબીલોએ કહ્યું "એમ સમજો કે ત્હમારા કબજામાં એ દસ્તાવેજ આવ્યોજ નથી— તો શું? તોબી ત્હમે નીલોફરને કત્લ કરવાનો હુકમ આપો?"

"નહીં—મગર, મારા હાથમાં તો હવે એ આવી ચુકયું છે." રાજા બોલ્યો.

"એમ સમજો કે નથી આવ્યું" કાબીલો બોલ્યો, અને તેણે એકાએક ધસી જઇને રાજાના હાથમાંનો તે દસ્તાવેજ ખેંચી લઇ તેના ટુકડે ટુકડા કીધા "લેઓ, હવે એ ત્હમુને મળ્યોજ નથી, અને ત્હમારા હાથમાં તેનો અમલ કરવા માટે તે મોજુદ નથી."

"ઓ કમીના કુતરા, તેં આએ શું કીધું?" રાજા તવારકો અંગાર મીસાલ તપી જઇને બોલ્યો. "તેં એક મોટામાં મોટો ગુન્હો કીધેલો છે,

અને તેનો બદલો તારી ગરદનથી લેવામાં આવશે. સીપાહો," તેણે એક બરાડ પાડી "પકડો આએ ફીતુરીને."

"સીપાહોને હું પોતે મ્હારાં હતીયારો આપીને શરણ થાઉંછ" કાબીલોએ હતીયાર આપતાં કહ્યું "મગર, તવારકો, હવે ત્હમુને રાજા લાઝરનો બીજો હુકુમ મેળવવા ઢીલ કરવી પડશે, એ મ્હારે મન મ્હને ખુશાલી મળશે."

"લઇ જાઓ કયદખાનામાં" તવારકો પુકારી ઉઠયો "અને કોઇને મ્હારી પાસે મોકલો કે હું તેને બાદશાહ લાઝરના શાહી દસ્તખત સાથના એક બીજા હુકમનામા માટે મોકલું—પેહેલું હુકુમનામું તો આ ફીતુરીએ ફાડી નાંખ્યુંછ ને તેના બદલામાં તેને ઘટતી સઝા થશે—જાઓ."

મીલોરક કાબીલોને કયદ કરવામાં આવ્યો, રાજા લાઝરનો હુકુમ લેવા બીજા અમલદારને રવાના કરવામાં આવ્યો, અને સુલતાનઝાદી નીલોફરને બધી વિગતની ખબર પહોંચાડવામાં આવી.

સુલતાનઝાદી નીલોફર પોતાને માટે જાન દેવા તૈયાર થયેલા તે જવાન સારૂ મનમાં આફરીનના શબ્દો બોલવા પડી, તે કાબીલોના સોહામણા ચેહેરાને યાદ કરવા લાગી, અને હવેજ તેને લાગ્યું કે તેના દિલના ઉંડાણમાં કોઇ અજબ જાતની લાગણી પયદા થવા લાગી હતી—તે ખુબસુરત સુંદરીને આજ સુધી તેવી કોઇ લાગણીનો વિચાર વટીક ગયો નહીં હતો, અને સત્તર વરસની તે ગુલેગુલાબ છોકરી સમજી તથા દિલને સમજાવી શકી નહીં કે તેના જીગરમાં એ કઇ નવી ચીઝ બરપા થઇ હતી ! તેને લાગ્યું કે કાબીલોને તેના પોતાના કયદખાનામાંજ લાવીને કયદ કરવામાં આવે તો શું વાંધો હતો ?

એક આખો દીવસ ઉપલા બનાવ પછી પસાર થયો, જે અરસામાં એક નાની ઝપાઝપી થઇ ગઇ અને ઓટોમાન લશ્કર તેમાં જીત મેળવવાને શક્તિવાન થયું—મોટી લડાઇની ખ્રીસ્તીઓ તૈયારી કરતાજ હતા તેટલામાં રાજા લાઝર પોતે રાજા તવારકો આગળ આવ્યો.

"એ છોકરો આખરે ફીતુરી પુરવાર થયો !" લાઝરે અજાયબી બતાવી.

"પણ તેમ બનવાનું કારણ પ્યારજ ફકત હતું" તવારકો બોલ્યો "એને મોત કરતાં કોઇ બીજીજ સઝા થવી જોઇએ, કારણ કે આપણને ભવિષ્યમાં કામ લાગે તેવો એ છે."

"એની ઉપર એક ફર્ઝ નાંખીએ" રાજા લાઝર બોલ્યો "અને જો

તેમાં એ ફાવ્યો તો એને છોડી દઇશું." અને તે બેઉ રાજાઓએ મસલહત કીધા પછી કાબીલોને લઇ આવવાનો હુકુમ અપાયો.

"તુને એક કામ સોંપવામાં આવેછ" કાબીલોને લાવવામાં આવ્યા પછી તેની તરફ દમામથી જોઇને લાઝર બોલ્યો "સુલતાન મુરાદ આપણી ઉપર ઝુરૂર જીત મેલવશેજ એ તો નક્કી છે, પણ જો આવતી કાલ સુધીમાં તું મુરાદનું માથું કાપીને મ્હારી આગલ લાવે તો પછી તેના લશકરો તેના વગર લડવાના નથી એટલે આપણી જીત થશે, તેઓ આપણો મૂલ્ક છોડી જશે, અને તુને ત્હારા ગુન્હાથી રીહાઇ આપવા ઉપરાંત ત્હારી શાદી નીલોફર સાથે કરવામાં આવશે."

પાસે ઉભેલાઓ તે વાકય સાંભલવાથીજ ગભરાટમાં પડયા અને તેઓએ માન્યું કે કાબીલોને તેઓ હવે કદીબી જીવતો જોઇ શકશેજ નહીં, કેમકે જે કામ તેને સોંપવામાં આવ્યું હતું તે ઘણુંજ મુશકીલ અને નહીં બનવા જેવું હતું—તોબી તેઓએ કાબીલો તરફ જોયું તો મનમાં મક્કમ વીચાર તે કરતો લાગ્યો !

"મ્હને સોંપવામાં આવેલી ફર્ઝ હું બરોબર બજા લાવીશ, યા તો જાન આપીશ યાતો મુરાદનું સર લાવીશ, અને તેને માટે હું કસમ લઉંછ" પ્યારમાં અંધ બનેલો તે બહાદુર, મગર અક્કલમંદ બેવકુફ કાબીલો બોલ્યો.

"છોડો એને."

* * * *

બીજી સહવારે તે જંગે મયદાન એક કત્લગાહનો દેખાવ થઇ પડયું. સરવીઅન, બલગેરીઅન, બોસનીઅન, આલબેનીઅન, વોલેશીઅન, પોલ્સ, અને હંગેરીઅન ફોજો લાઝર, તવારકો અને વુક બ્રેજકોવીકની સરદારી હેઠલ વહેંચાઇને લડતી હતી, તથા ઓટોમાન લશકર સુલતાન તથા સુલતાનના બે પુત્રોની સરદારી હેઠલ ધસ્યા આવતા મારતા હતા.

એકાએક એક સરવીઅન સરદાર પોતાની ફોજમાંથી છુટો થયો, તે હતીયાર મ્યાન કરીને સુલતાન તરફ ધસી ગયો, અને સુલતાની ફોજ તે સરવીઅન સુલેહની વાત કરવા આવતો હતો તેના ભરસાપર તેને સુલતાન સુધી જવા દઇ શકયા હતા.

"તું તેજ જવાન છે—મગર હાલમાં તુંને અકેલો મારવો એ હીમતનું કામ નથી, તું જે કામ માટે અહીં આવ્યોછ તે હું સમજી ગયોછ, અને હું આશા રાખુંછ કે સઉથી પેહેલાં મ્હારી નેકઝાદ બેટીને છોડવી

નાંખવામાં તું રાજા લાઝરને મ્હારી શર્ત કહી શકશે—આવ તંબુમાં, દીલેર જવાન.” સુલતાન થોડેક છેટેના પોતાના તંબુ તરફ ચાલવા તથા કાબીલોને પોતાની પાછલ આવવાની ઇશારત કરતા બોલ્યો.

બેઉ અંદર ગયા, સુલતાન નઝદીકના સીપાહો લરતા અટક્યા હતા, અને હવે સુલાહ માટે આવેલો શખ્સ સુલતાન સાથ શું મસલહત ચલાવેછ તેની વાટ જોવા પડયા. તે લોકને લાગ્યું કે વાત ઘણી ટુંકી હતી, કારણ કે પેલો સરવીઅન સરદાર થોડાજ વખતમાં ખુશાલી ભર્યા ચેહેરા સાથે બ્હાર નીકલ્યો, અને ઝડપથી ઘોડેસ્વાર થઇ ઓટોમાન છાવણીઓ છોડી જવા લાગ્યો.

કેટલોક વખત સુધી સુલતાન કોઇબી હુકુમ આપવા પોતાના ખાસ તંબુની બ્હાર આવ્યોજ નહીં તેથી એક સંત્રી અદબ સાથ બીહીતો કેટલેક વખ્તે અંદર ગયો કે તાબરતોબ તે ગભરાટમાં બ્હાર નીકલ્યો “ગઝબ ! ગઝબ ! પેલો સરવીઅન બદમાશ આપણા સુલતાનને મારી નાંખીને તે નામદારનું સર કાપી લઇ ગયોછ.”

આગ લાગી હોય તેવી અતીશય ઝડપથી વાત બોલબોલતાં ફયલાઇ ગઇ, અને એક નાની ટુકડી દુર દેખાતા પેલા દોડતા સરવીઅન તરફ ધસી ગઇ—પણ તે ઘણુંજ મોડું થયું હતું, કારણ કે તે સરવીઅન છાવણીમાં પહોંચવાને કરીબ હતો.

તે પછી, કપાયલું સર રાજા લાઝરના પગ આગલ મુકવામાં આવ્યું—અને સરવીઅન સરદાર પોતાની માશુકને મલવા મેહેલ તરફ ગયો.

“ખુબસુરતીની દેવી ! તું હમણાં હસી હસીને મ્હને ત્હારી હુઝુરમાં લે છે, મગર મ્હારી વાત સાંભલ્યા પછી તું મ્હને ધીક્કારીને ત્હારી પાસેથી હાંકી કાહાડશે.”

“અશકય” નીલોફર બોલી “અએ પ્યારા દીલદાર, તું મ્હારા જાનનો બચાવનાર પેહેલવાન છે અને હું ત્હારીપર કુરબાન જવા તૈયાર છેઉં, ખુશ આમદી.”

“મગર, મેં તુંને બચાવીછ—તોબી તુને ત્હારા જાન જેટલો પ્યારો જાન મેં પોતે મ્હારી તલવારથી માર્યો.”

“લડાઇના મયદાનમાં તો એમજ બને—કદાચ તેં મારા બેઉ ભાઇઓમાંના કોઇને લડતાં માર્યો હશે.” નીલોફર બોલી.

“નહીં, મેં લડતાં લડતાં તે જાનને માર્યો નથી. મગર ખુની તરીકે મેં તે જાન લીધોછ ને તુંતે સર રાજા લાઝરને સ્વાધીન કીધુંછ.”

"કોણનું સર તેં કાપી લીધુંછ?" બહુજ ઇંતેજારીથી નીલોફરે ગભરાટમાં પુછ્યું.

"ત્હારા પીદર સુલતાન મુરાદનું" કાબીલો બોલ્યો.

"ઉફ! ગઝબ! અફસોસ, હવે મ્હારે માટે ઘોર સિવા કોઇબી જગ્યા નથી," અને એમ બોલતાંજ વિજળીની ઝડપે તે છોકરીએ પોતાની કમરબંદમાંથી એક છુપાવેલું ખંજર ખેંચી કાહાડયું, તેને પોતાના સીનામાં કાબીલો વચ્ચે પડે તે અગાઉ ભોકી દીધું, અને લહુલુવાન થઇને મુડદું થઇ ત્યાં પડી.

મીલોશક કાબીલો પત્થરના પુટળાં મિસાલ ડોળા ફાડીને તે દેખાવ જોતો ઉભો.

તેણે ઝડકુ કદમે મેહેલની બારીની બહાર જોયું તો ઓટોમાન લશકર પૂરતાં બળ સાથે સરવીઅન લશકર ઉપર ધસી આવ્યું હતું—લડાઇ ખતમ થવા પહેલાં ખુનની એક નદી ચાલી હતી, અને તે પછી થોડાજ વખ્તમાં બેઉ બાજુને રૂચે તેવી સલાહ થઇ હતી.

સુલેહ પછી સરવીઅનોએ જોયું તો સુલતાન મુરાદનું મૌત નીપજાનાર જવાન કાબીલો પોતાની માશુક નીલોફરના મુડદાં આગળજં પડીને મરણ પામેલો હતો.

* * * *

કોસોવાના મયદાનમાં ત્રણ કબરો ઉભી કરવામાં આવી, એક મોટી કબર સુલતાન મુરાદની હતી, બીજી તેની બેટી નીલોફરની હતી, અને ત્રીજી નીલોફરના આશક મીલોક કાબીલોની હતી.

સમાપ્ત.

---

# શીકસ્તા દીલ.

હીંદુસ્થાનના ઇતીહાસમાં ખીલજી વંશેબી આપણું સારૂ ધ્યાન ખેચયું છે; મગર, એ વંશને ચમકાવનારા બાદશાહ અલાઉદીને જો કે પોતાના રાજ્યમાં મોટો વધારો કીધો હતો, તોબી તે પોતાના બુરા કરતુકોને લીધે અલાઉદીન ખુની તરીકે જાણીતો થયલો છે!

ખીલજી વંશના સ્થાપક જલાલુદીન ફીરોઝે પોતાના ભાઇપર ઘણી પ્રીત રાખી હતી અને તેણે તે ભાઇના છોકરા અલાઉદીનને મોટો હોદ્દો

દરબારમાં આપીને લશકરનો અફસર બનાવયો હતો. બુઢ્ઢા જલાલુદીને પોતાના પ્યારા બચ્ચાઓથીબી ઝીઆદા અઝીઝ રીતે અલાઉદીનને ચાહયો, અને દક્ષીણ તરફની લડાઇમાં બહાદુરી બતાવવા માટે તેને મોટું ઇનામ આપવા સારૂં બાદશાહ પોતે અલાઉદીનની એસ્તેકાબલ થયો! લેકીન, અલાઉદીનના મગઝમાં હવે કોઇ અઉર વીચાર આવ્યો હતો: તે પોતે બાદશાહ થવા માંગતો હતો, અને તેથી રાજયગાદી મેલવવા માટે તેણે પોતાના મુરબ્બી કાકાનું કાટલુંજ કાઢી નાંખવાનો ખ્યાલ મનમાં દર દીવસે મઝબુત કરી રાખ્યો ! !

નદીને કીનારે ભત્રીજાને ભેટવા સહવારના તે ભલા વૃદ્ધ બાદશાહ આવનાર હતો, અને તે સહવારની આગલી રાતના દુષ્ટ અલાઉદીને પોતાના બે મીત્રોને પોતાના તંબુમાં બોલાવયા.

"જો મહમુદ બીન સાલેમ, તુને હું જે કહુંછ તે કામ બરોબર કરશે તો હું જયારે બાદશાહ બનીશ ત્યારે તુને દરબારમાં મોટી પદવી આપીશ" અલાઉદીને કહયું "મહારેથી તો જલાલુદીનને મરાશે નહીં કેમજે અમીરો મહારૂં નામ ધરશે, તેથી મહારા એક દોસ્ત તરીકે તહારે એટલુંજ કરવાનું છે કે મહારી અને બાદશાહની મુલાકાત થતી હોય તે વખતે દીવાનાપણું ચઢયું હોય તેમ ઘેલા ઘેલા ચીનહો બતાવવા, અને યાહોમ ખંજર ખેંચી કાઢીને જલાલુદીનની છાતીમાં ભોકી દેવું–પછી ત્હને કેમ બચાવવો તે તો મ્હારૂં કામ છે."

"અને ત્યારે મ્હારે શું કરવું ?" પેલા બીજાએ અલાઉદીનને પુછયું.

"ત્હારે તો એટલુંજ જોવું કે મહમુદ બીન સાલેમે પોતાનુ કામ પાર પાડયું છે કે નહીં ! અગર જો મીત્ર મહમુદ ડરપોક બની ગયો અને હટી ગયો તો ત્હારે તક ચુકવી નહીં, પણ ત્હારા ગરમ સ્વભાવને તેઝીમાં લાવીને ત્હારે પોતે ખંજરથી મ્હારા કાકા જલાલુદીનને ઠાર મારવો–યાદ રાખ, એટલા કામને વાસ્તે હું બાદશાહ બનીશ ત્યારે ત્હનેબી એક જાગીર આપીશ."

તે નીમકહરામ અલાઉદીનના બન્ને અક્કલમંદ બેવકુફ સાથીઓએ પોતાને સોંપવામાં આવેલું નીચ અને પલીદ કામ કરવા કબુલ્યું, અને મોટી જાગીર તથા દરબારમાં મોટો મરતબો મેલવવાનાં ખયાલપર નીંદ વગરના બીછાના તે રાતના તેઓએ ખુંદયા !

સહવારના દયાલુ બાદશાહ જલાલુદીન પોતાના ભત્રીજાને મલવા

આવયો, અને તેણે અલાઉદીનને ઘણી ખુશી સાથે પોતાના પાંસામાં લઇને પ્યારથી દાબયો. અલાઉદીન પોતેબી પેટમાં કરવટ છતે મોંઢે મુરવત રાખીને કાકાને પગે પડયો !—પણ તેટલાં તો તેણે શીખવેલો મહમુદ બીન સાલેમ જાણે એકાએક શુરીદા બની ગયો હોય તેમ ઘેલાપણું બતાવતો તેઓની નઝદીક દોડી આવયો, અને તેણે જલાલુદીનના પાંસરામાં ખંજર ચલાવયું, ખંજરની આડમાં બાદશાહ જલાલુદીનનો હાથ આવી ગયો, અને તેથી જલાલુદીનના હાથપર મોટો ઝખમ થયો !

અલાઉદીનનો દોસ્ત તો ઘા કરીને ત્યાંથી પસાર થઇ ગયો, તેણે એમજ માનયું હતું કે તેના ફટકાએ કામ પાર કીધું હતું !—અને ઝખમી થયલો બાદશાહ જલાલુદીન ઉપલો મામલો જોઇને વધુવાર ત્યાં નહીં થોભવા માટે પોતાની હોડીમાં બેસવા દોડયો.

લેકીન, રાજયલોભી દુષ્ટ અક્કલમંદ બેવકુફ અલાઉદીને તરતજ પોતાના પેલા બીજા સાથી અખતયારઉદદીનને ઇશારત કીધી, અને મોટી જાગીર મેલવવાના જીવપર અખતયારઉદદીને દોડી જઇ તે વૃદ્ધ ભલા બાદશાહ જલાલુદીનને પકડી લીધો, તેને હેઠે પાડયો, અને તેને શમશીરથી કાપી નાંખ્યો !

ઉફ ! લહુની એક ધાર સાથે તે દયાળુ અને શાંત વરૂધ બાદશાહ જલાલુદીન ખીલજી મઉતના હાથોમાં ગીરફતાર થઇ ગયો !—અને જાણે કશામાં નહીં હોય તેમ ફીતુરી અલાઉદીને ધાંધળ ધરપચ કરીને ખુનીઓને પકડવા માણસો દોડાવયા ! !

ઉશકેરાયલા લશકરીઓ ખુનીઓને પકડવા તેમની પુઠે પડયા, અને ટુંક વખતમાં તેઓએ બંનેને પકડીને ત્યાંના ત્યાંજ ઠાર માર્યા !—જાગીર અને ઇનામ તેમની જગ્યાપરજ રહી ગયા, અને ખુનીઓ પોતાને માથે કાલી ટીલી લઇને દુનયાથી નાબુદ થઇ ગયા, અને અલાઉદીને તે ખુની-મીત્રોના મઉતપર એક ઉફ વટીક કાઢી નહી ! તેની મતલબ તો સરી ગઇ હતી !

પેલી તરફ મહેલમાં બાદશાહ બેગમ મલેકા જેહાને પોતાના નેક પતીનું ખુન થયલું જાણયું, અને તેણે પોતાના બેટાને તુરતજ ગાદીએ બેસાડવાની દોડ કરી મુકી.

તેનો વડો બેટો અરકલીખાં જે ગાદી વારીસ શાહઝાદો હતો, તે જલાલુદીનનું ખુન થયું ત્યારે મુલતાનમાં હતો, અને તેથી દેહલીની ગાદી ઉપર રાણી મલેકા જેહાને પોતાના નહાના બેટા કદરખાંને બેસાડી દીધો !–

તે રાણીએ હવે પકકું માન્યું કે જલાલુદ્દીનના ખુનમાં અલાઉદ્દીનનો હાથ હતો, અને અલાઉદ્દીન કોઇબી રીતે દેહલીનો બાદશાહ નહીં બને તેથી તેણે પોતાના નાના છોકરાને રાજયની લગામ તુરતાતુરત આપી !

આ તેણે એક મોટી ભુલ કીધી હતી, મગર કોઇ ચારોજ નહીં હતો ! વખત હાથમાં નહીં હતો, અલાઉદીનનું ઝોર તે વખતે વધારે હતું, અને ગાદી લેવા માટે શાહઝાદો અરકલીખાં દેહલીથી દુર હતો.

મગર, કમનસીબ તે રાણી ! તેણે જોયું કે અલાઉદ્દીને પોતાના હાથ નીચેનું લશકર લડવા તઇયાર કીધું અને જ્યારે તે પોતે અલાઉદીન સામે લડવા બહાર પડી ત્યારે અમીર ઉમરાવો અને અફસરોએ કદર-ખાંને ખોટી રીતે રાજય આપવા માટે તેને પોતાની મદદ આપવાની સાફ ના પાડી !

ઉમરાવો અને અફસરો ફરી જવાથી રાણી ગભરાઇ ગઇ, અને તેણે પોતાના વડા બેટાને મુલતાનથી દેહલી આવીને રાજયગાદી લેવા પયગામ મોકલાવ્યો.—લેકીન, મલેકા જેહાનના કીસમતમાં દુઃખ સરજાયલું હતું તો કયાંથી તેની નેમ બર આવે ?

અરકલીખાં મુલતાનથી દેહલી આવયોજ નહીં, અને અલાઉદ્દીન જયારે લશકર સાથે લડવા આવ્યો ત્યારે દેહલી પડયું, અને કદરખાં કઇદ પકડાયો !—બાદશાહ બેગમ મલેકા જેહાનના તાઝા ઝખમપર આએ નમક છંટાયું ! !

અલાઉદીને હવે દેહલીમાં પોતાને નામના સીકકા પડાવયા, અને કાકાની ગાદી પચાવી પડીને તેણે હકદારોને દુર કીધા.—તે એટલું કરી-નેબી ધરાયો નહીંજ, કેમજે તુરતજ તેણે લશકર મોકલીને મુલતાન જીત્યું, અને શાહઝાદા અરકલીખાંનેબી કઇદ કર્યો.

રાણી મલેકા જેહાનને દમબદમ ફટકા પડતાજ ગયા, તેનો બાદ-શાહ—શઉહર જલાલુદીન મઉતને હાથ બેજાન થયો હતો, અને તેના બંને બેટા અરકલીખાં અને કદરખાં દુશમનને હાથ ગીરફતાર થયા હતા ! !

રઇયતે પોતાના શાહઝાદાઓની ઝીંદગી બચાવવા માટે નવા બાદ-શાહ અલાઉદ્દીન ઉપર કહેવડાવ્યું, અને રઇયતના પયગામચીને અલાઉ-દ્દીને ઘણું માન દઇને વચન આપ્યું કે "તે પોતે શાહઝાદાઓના જાનને કાંઇબી અલવલ નહી પહોંચે તેવું કરશે."

અલાઉદ્દીનની સામે થવા માટે હવે કોઇજ બાકી હતું નહીં, અને

તેણે રઇયતનું દીલ પોતાની તરફ ખેંચવા માટે મુસલમાનો સાથે હીંદુઓ-નેબી રાઝી કીધા. રઇયત ઘણીખરી અલાઉદ્દીન તરફ નાખુશ હતી, તોબી લશકર આખું નવા બાદશાહના હાથમાં હોવાથી તેઓનું કાંઇજ વલી શકયું નહીં, અને આખીર નમી જવા સીવા તેઓનો કોઇ છુટકોજ રહયો નહીં.

બાદશાહ અલાઉદ્દીન ખીલજી પાસે ઘણો મોટો ખઝાનો હતો, તેણે દેહલીનો રાજય ખઝાનો મલવા ઉપરાંત દક્ષીણથી તે જે મોટું દરવય લાવયો હતો તેબી ખઝાનામાં ઉમેરીને દઉલતમાં વધારો કીધો હતો, અને પાછળથી એજ અલાઉદીને ગુજરાતનું રાજ્યબી જીતી લીધું હતું !

અલાઉદ્દીન ઘણોજ કરડો અને ઘાટકી બાદશાહ હતો, અને તેના જેવાજ ઘાટકી તેના બે ભાઇઓ ઝફરખાં અને અલેફખાં હતા. ઝફરખાં કરતાં અલેફખાં વધારે મુઝી હતો, અને અલાઉદ્દીને તે પાઝી ભાઇપર કોટવાલ નસરતખાં પાસે કહેવડાવ્યું કે "જ્યાં સુધી મરનાર બાદશાહના શાહઝાદાઓ જીવતા છે ત્યાં સુધી હું સુખથી રાજય ભોગવી શકનાર નથી."

કરૂર અલેફખાંએ તેથી ભાઇના મનનું સમાધાન કરવા સારૂ શાહ-ઝાદા અરકલીખાં અને કદરખાંનું ખુન કરવા ધાર્યું, અને તે દુષ્ટને મુલતાનની ચઢાઇ વખતે શાહઝાદા તરફથી અપમાન થયલું હોવાથી તેણે બેઉ બાદશાહઝાદાઓને રીબાવી રીબાવીને મારી નાંખવાનો ઘાતકી અને ઘણોજ દયાહીણ વીચાર કીધો !

અલેફખાંએ બંને શાહઝાદાઓની માદરને તેઓથી દુર પાડીને બીજા એક કીલ્લામાં મોકલી આપી, અને તેટલું કીધા પછી તેણે બે માણસોને શાહઝાદાઓને રીબાવવા સારૂ મોકલી આપયા !

એક સ્હાંજના પોતાના કયદખાનાની બારીએ બન્ને શાહઝાદાઓ વાતો કરતા બેઠેલા હતા, તેટલાં અલેફખાંના મારાઓ ધીમા કદમે ત્યાં આવી લાગ્યા, અને તેઓએ બંને શાહઝાદાઓને ગારીલ પકડી લઇ તેમની આંખ ફોડી નાંખી ! !

ચંડાલ અલેફખાંએ તે બીચારાઓને પુરા મારી નંખાવ્યા હતે તો તેમના દુઃખનો બહુ વધારો થયો નહીંજ હતે, પણ તેણે તેઓની ચશ-મોપર ઝુલ્મ ચલાવીને એક જલ્લાદથીબી વધારે બદકાર કીધું.—આંધલા શાહઝાદાઓને તે કીલ્લામાંથી હવે મોંઢે ડુચો મારીને બીજે શેહેર લઈ જઇને કઇદ કરવામાં આવયા, કેમજે રઇયત જો જાણે તો મોટું બંડ ઉઠ-વાનો સંભવ હતો.

તે પછીથી, અલાઉદ્દીન ખુનીનો તે ખુની ભાઇ અલેફખાં પોતાના પાપી પલીદ કામથી હજુણુબી ધરાયો નહીંજ હતો, અને પોતાનો ભાઇ રાજ્યગાદીપર સુખથી બાદશાહી ચલાવે તે જોવા આતુર હોવાથી તેણે તે બે કાંટાઓને રસ્તામાંથી દુર કરવાનો વિચાર કરતાંજ હવે શાહઝાદાઓને મારી નાંખવાને હાંસીના કીલ્લામાં કોટવાલ નસરતખાંના બે ઝોરાવર સીપાહોને મોકલાવ્યા.

નસરતખાંના સીપાહો આનાકાની સાથે ગયા, પણ શાહઝાદાઓના ઓરડામાં જઇનેજ તેઓ પાછા આવયા ! અલેફખાંએ તેમાંના એકને પુછયું "કેમ ત્હમે ત્હમારી ફર્ઝ બજાવી નહીં ?"

"આએ શું ફર્ઝ કહેવાય !" તે સીપાહે કહયું, અને પુકાર્યું "આંધલા અને હતીયાર વગરના બે નાતવાન શાહઝાદાઓને મારી નાંખવા એ અમો સીપાહોની ફર્ઝ હોય તો પછી એવી ફર્ઝને સો સલામ—અમો તમારી નઉકરીથી રૂખસદ પામવા ખુશી છીએ."

મગર, ચંડાલ અલેફખાંએ તે નેકદીલ સીપાહોને બુઝદીલ અને ડરપોક કહીને તેમને વીંધી નાંખી મારી નાખયા ! અને, જે બદમાશોએ શાહઝાદાઓની આંખ ફોડી હતી તેમનેજ તેઓને મારી નાંખવાબી મોકલ્યા.

મારાઓ શાહઝાદાઓને મારવા ગયા, અને તેઓએ આંધલા શાહઝાદાઓના જીગરમાં ખંજર ચલાવી દીધાં ! નહાનો કદરખાં તો બીચારો તુરતજ મરણુ પામયો, પણ અરકલીખાંને મારનારના હાથ ધરૂજયા—તેણે નબલો એક ઘા કીધો—અને ખંજર ફેંકીને તે મનનો મારેલો બીહીને ત્યાંથી નહાસી ગયો !

અરકલીખાંને ઘણુંજ મોટું દુખ થતું હતું, તેણે પોતાને તદનજ મારી નાખવા માટે બુમાબુમ કરી મુકી, પણ ત્યાં જયારે કોઇનોજ આવાઝ આવયો નહીં ત્યારે તે નસોસ પડયો ! પડયો તે લાંબો છર પેલા ખંજરપરજ જઇને પડયો, અને તયારેજ શાહઝાદાએ જાણયું કે ખુની ખંજર ફેંકીને નહાસી ગયો હતો !—તેથી, અરકલીખાંએ તે ખંજર પોતે ઉપાડી લીધું, પોતાની છાતીમાં મારી દીધું, અને તે મરણ પામ્યો !

*　　*　　*　　*

*　　*　　*　　*

પાપ કદી છુપું રહે?

તમામ રઇયતને થોડાજ દીવસમાં શાહઝાદાઓના ખુનની ખબર મલી ગઇ—અને બાદશાહ બેગમ મલેકાજેહાનને જયારે પોતાના બેઉ બેટાઓપર ગુઝરેલા ઝુલ્માતની અને તેમના ખુનની ખબર થઇ ત્યારે તે બીચારી રાણીનું દીલજ તુટી ગયું, અને તે શીકસ્તા દીલ માદર દીવાની બની ગઇ ! !

દીવાની તે કેમ નહીં બીચારી બને ! તેના શઉહરની ઝીંદગીમાં તેણે કેવો સારો વખ્ત જોયો હતો ? દેહલીપતી જલાલુદીન ખીલજીની તે રાણી હતી, અને હમણાં?—તેના બાદશાહ શઓહરનું ખુન થયું હતું, તે પોતે કઇદિ હતી, અને તેના બંને શાહઝાદાઓને મારી નાખવામાં આવયા હતા !

પાક ખુદા દુશ્મનનેબી એવો દીવસ ન બતાવે !—મલેકાજેહાન એકવાર રાણી હતી, અને આજે ? તે એક શીકસ્તા દીલ કઇદી હતી !

તે દીવાની બની, અને દીવાનાપણામાં તેણે અલાઉદ્દીન અને અલેફખાંને શ્રાપ દીધા.

*    *    *    *

પાપી માણસોનું કદીબી સારૂ થતુંજ નથી.

શીકસ્તા દીલ મલેકા જેહાને પોતાના વહેશીપણામાં જે શ્રાપ દીધા હતા તે ફલ્યાઃ અલેફખાં આંધળો અને શુરીદા થઇને રીબી રીબીને મુઓ, અને અલાઉદીનને આટલું મોટું રાજય છતાં કદીબી ચયનો કરાર મલ્યા નહી, તે અકકલમંદ બેવકુફનું અંતઃકરણ સદા તેને દંખતું હતું, તેને રાતના ઉંઘ બરાબર આવતી નહીં હતી, તેને હમેશા ભયંકર સ્વપનાઓ આવતા હતા, અને તેબી મલેક કાફુરના ઝહરથી રીબી રીબીને મરણ પામ્યો.

સમાપ્ત.

---

# ઈસમતની હુર !

આએ દુનયાના તખતાપર એક મરદનો સઉથી આલા ખઝાનો તેનો "હુન્નર" છે, અને એક અઉરતનો સઉથી આલા ખઝાનો તેની "ઇસમત" છે. જો મરદ પોતાના હુન્નરને બરોબર કાલજી અને અકકલથી ચલાવતો નથી તો તે નીકામો ફેકટ છે, અને જો અઉરત પોતાની ઈસમતને બરો-

બર સંભાળ અને પાકદામનીથી રાખતી નથી તો તે ઝમીનની ગીરદથીબી ઝીઆદા નાચીઝ અને રદદો બાતલ છે.

વલેકીન, એ બેઉની સરખામણીમાંબી બેથી વધારે આલા દરજજા ઉપર જુઓ તો અઉરતની પાક ઇસમત છે, અઉરતની પાકદામની તો ગોયા દુનયાનું એક બહીશતેબરી છે, અને તેનાથી ઉપર અઉરતોની કરતુકમાં કોઇબી કામ બહેતર નથીજ. એક અઉરત અગરચે ગુસ્સાબાઝ અને ફેરાવન મગઝની હશે તોબી તે જો પાક ઇસમત રાખતી હશે તો તે પોતાને માટે બહીશતનો દરવાઝો સાફદામનની ચાવીથી ખોલવાને શક્તીવાન છે. આહહા ! પાકદામની, સાફદામની, નેક ઇસમત, એ તો ખુદ–બખુદ પોતેજ ગોયા આલા દરજજાનું જન્નત છે !

અને ત્યારે, આપણે આપણી વાતની શુરૂઆતમાં દાખલ થતાં એક મુફલીસ મોહતાજ તંગદસ્ત અઉરતપર નઝર નાંખશું, જે કંગાલ એક ઝુંપડીમાં બેસીને રાતને વખતેબી પેટના ખાડાને માટે મહેનત–મહેનત–અને બતીની આગળ બેસીને સખ્ત મહેનત કરતી જણાય છે ! તે અરધી રાત થવા આવી છે છતાંબી કાંતવા બેઠી છે, કેમજે સહવારના પહોરમાં કાંતેલું રૂ તેને વણકરને ત્યાં આપીજ આવવાનું હતું !

શરાબમાં મસ્ત થઇને પડેલો તેનો શઉહર ખાટલીપર મઝાહથી ભર-ઉંઘમાં હતો ! અને તે દયાહીણુ શખસની મહોરદાર પોતાની આંખોનું નુર ખેંચી ખેંચીને ઝુકતી ઝુકતી એક દીવી આગલ સખ્ત ઝહેમત કરતી હતી !! કેટલું ઉલટું ?

તે શખ્સ એક પલીદ ખબીસ ગોયા હતો, તે આળસુ હતો, મીઝાજનો તેજ હતો, છાકટો હતો અને તેના જેવા મલઉન દઇત્યને કમલના ગુલ મીસાલ ખુબસુરત મહોરદાર મળેલી હતી ! તોબી તે પાઝી શખસ તે ખુબસુરતીની દેવીને દીવસમાં અનેકવાર લાતોથી મારતો અને મુકકીઓથી તેનાપર ઝુલ્મ કરતો હતો !—બસ એક કસાઇને ઘર ગોયા ગાય તે હતી !

"સોસન, તું કાંય એટલી બધી સખતી આએ રાતને પહરબી ખેંચેછ ?" પાસેની ઝુંપડીમાંથી નીકળીને પડોશણ બુઢયાનો જવાન છોકરો દરવાઝો ખોલીને અંદર ચાલી આવતા બોલ્યો "પેલા ખબીસને ઉઠાડ, ને તેને આએ મહેનતમાં લગાડ, તું ત્હારા આએ ગોરા ગોરા નાઝુક હાથોને કેટલી બધી તકલીફ આપેછ ?"

"ભાઇ, ત્હમોએ કેમ તસદી લીધી? ત્હમે સીધારો, અંદર ગરમી પડેછ કરીને હવા આવવા સારૂ મેં દરવાઝો અલગો રાખ્યો હતો તો ત્હમે અંદર આવ્યા !—"

અને તે બોલી રહે તેટલાંજ પેલો જવાન બોલી પડયો "અને અંદર આવ્યો તો તેમાં મેં ખોટું શું કીધું?"

"ત્હમે સમજતા નથી. મ્હારા શઉહર જો ત્હમને આએ વખ્તે મ્હારી સાથ જુએ તો તેના મનમાં વહેમ આવી જાય! ત્હમારૂં આવી કઢંગી વખતે આવવું ઘણુંજ ખોટું છે, ભાઈ."

"સોસન, તું મ્હને ભાઇ ના કુહે" તે જવાન બોલ્યો "તું મ્હને મ્હોબબત કરવા ઉપર ખુશી થઇને ત્હારો આશક સમજી લે, મહને ત્હારા શઉહરના ઉઠવાની કોઇ ધારતી નથી, હું એ પલીદને મહારી એકજ મુક્કીમાં મુંગો રાખી શકું તેમ છે. તું એનો ડર ના કર, અને મહારી સાથ પ્યારની વાતો કર."

"મહને પાક ખુદાનો ડર છે." સોસન બોલી "ભાઇ યુસુફ, તું તહારી એ બેહુદી બકવા ઘણો વખ્તથી કર્યોજ જાયછ, પણ મહારી અરઝપર ધ્યાન આપતોજ નથી એ કેટલું બધું ખોટું છે? તું જાણેછ કે હું એક પરણેલી અઉરત છું, અને તે છતાંબી તું મહને તહારી સાથે પ્યાર કરવા કહેછ એ બીલકુલ ખીલાફ છે."

"પણ તું પરણેલી છે તે કેવા શખસને?" યુસુફ બોલયો, "એક નાલાયક શખસને, કે જે તહારા હાથને બીલકુલ લાયકજ નથી."

"મહારા માબાપે મહને એની સાથે પરણાવી, પાક ખુદાને ઘરનો હુકમ હતો કે મહારી શાદી એનીજ સાથે થાય, તો પછી તે મહારો શઉહર થયલો ગમે તેવોબી હોય તોબી મહારે તો તેની ફરમાંબરદાર બીબી તરીકે તમામ વફાદારી બતાવવીજ જોઇએ."

"નાંખ ચુલ્લામાં એ તહારા શઉહરને" યુસુફે કહયું "[illegible] મુઝી બચ્ચો બીલકુલ બદતમીઝ છે, અને તું એનાપર ધયાન આપેછ અને મહારો આવો મઝબુત પયાર તરછોડી કાઢેછ?"

"તહમે મહારા શઉહરને માટે ખરાબ શબ્દો બોલો છો તે મહને કાંટાની મીસાલ લાગે છે." તે વફાદાર નાર બોલી "મહારો શઉહર ગમે તેવો હોય તોબી તે શઉહર છે, અને મહારે તેની વફાદાર પતીવરતા નાર તરીકે તહમારા પ્યારને નફરતની નઝરથી જોઇને દુર રાખવોજ સઝાવાર છે."

"સોસન, આએ મહેનતથી બચવા, એક પલીદ શઉહરના પંજામાંથી રીહા થવા સારૂ તું મ્હારી સાથે ચાલ, આપણે કોઇ દુરદરાઝ મુલ્કમાં જઇને મરદ-બીબી તરીકે ઝીનદગી બશર કરશું."

"ખામોશ" હવે ગરમ થઇ જઇને સોસન બોલી "એક ઇસમતદાર અઉરતને આવી વાત સંભળાવવી એ દુનયાનું એક મોટામાં મોટું પાપ છે! યુસુફ અગર મહારો શઉહર મ્હારીપર તમામ દુનયાની સખ્તીઓ નાંખે તોબી હું તેની સામે એક ઉફ વટીક બોલનાર નથી, અને એક વફાદાર મહોરદાર તરીકે હું તમારા શબ્દોને ધીક્કારૂંછ, તરછોડી કાઢુંછ—અને નફરતથી તમારી તરફ તે પાછા ફેંકુછ! અગર આએ ઝમીન યક-બ-યક ફરીને પોતાનું રૂપ બદલી દે, તોબી હું તો કદી બદલુ નહીં, હું એક ઇસમતદાર મહોરદાર છું, અને ગમે તેટલો મહારો શઉહર બુરો હોય તોબી પાક ખુદાનો ખઉફ કરીને હું તમારી સાથે કદીબી ચાલી જાઉં નહીં! ગમે તેવો ભુંડોભલો છે તોબી તે મ્હારો હકદાર ભરતાર છે."

યુસુફ તે ઈસમતની હુરથી હારેલો પાછો પોતાની ઝુપડીમાં ચાલી ગયો, અને તે પછી લગભગ બે કલાકે સોસન બીછાને ગઇ.

* * *

ઉપલા બનાવને છ મહીના વીતી ગયા.

એક દીવસે સખત તાવથી સોસન પટકાઇ પડી, અને ત્રણ ચાર દીવસની તેવી તાવ પછી સોસન એક રાત્રે મરી ગઇ!

રસમ મુજબ લાશને બે ત્રણ કલાકમાં તો દફનાવવા સારૂ લઇ જવામાં આવી! અને કબરસ્તાન સુધી યુસુફબી જનાઝા સાથે ગયો.

મરનાર સોસનનો ભરતાર જેટલો રડયો નહીં તેટલો સોસનના મઉતપર યુસુફ રડયો, અને આખો વખ્ત તેની નઝર સોસનના જનાઝા ઉપરજ ટાંકેલી રહેતી હતી, અને વારંવાર ખાંધ આપવામાં તે સઉથી વહેલો આગળ અને આગળ પડતો હતો!

મુસ્લીસ તે લાશની સાથે ગામના દશ બાર મરદો ફકત ગયા હતા, અને લાશને કબરમાં ઉતારયા પછી મીટટીની એકેકી ચમટી નાંખીને સઉ કોઇ ચાલી ગયું! તે રાતની વખતે ખડડાને પુરી દેવા માટે કોઇજ રહયું નહીં, રહયા તે ફકત બેજ જણાઃ એક સોસનનો ભરતાર, અને બીજો યુસુફ!

સોસનનો ભરતાર તો સહવારના ખડડો પુરશે કરીને કબરસ્તાનની

પાસેજ એક ઝાડ નીચે સુઈ ગયો ! તે હતોજ આળસુ, અને રાતને વખ્ત આવી તકલીફ કોણુ કરે કરીને યુસુફનેબી ચાલી જવા કહેતો હતો "બાઇ યુસુફ, તું શું કરવા પાછલ રહયો ? પેલાએ ચાલી ગયા તેની સાથે તુંબી જતે કેની ? ઘોરકનને કહીને હું ખડડો સહવારના પુરી દઇશ, તું જા."

"બીજા તો મુફલીસને ધીક્કારનારા હતા તેથી ગયા" યુસુફ બોલ્યો "મગર ખીલાફે દસ્તુર હું સમજુંછ કે આએ ભલી અઉરતની લાશ આરામ પામયા વગર મીટટી વીના સહવાર સુધી એમજ ઘોરમાં પડી રહે. તું તો હંમેશનો આળસુ હતો તેવોજ આજેબી થયો ! મહોરદાર જેવી મહોરદાર મરી ગઇ તો રાતના વખ્તની મુશકીલી બતાવી તું તેને મીટ્ટીબી આપતો નથી !"

"તું ગમે તો ઘોર પુરી લે." સોસનનો શઉહર બોલ્યો "હું તો જો આએ સામેના દરખ્ત નીચે સુવા ચાલ્યો."

તે થોડા થોડા ચંદની રાત્રી હતી, અને પવનની લહકી આવતી હતી, જેથી સોસનનો શઉહર તો જઇને સુતો કે પોતાની રીત મુજબ ભર ઉંઘમાં પડયો ! સોસન માટે લાગણી ધરાવતો યુસુફ તે લાશને તજીને ચાલી ગયો નહીં, પણ તેણે પાવડો ઉપાડીને તે મુફલીસની લાશની ઘોર બંધ કરવા મીટટી નાંખવા માંડી, અને દુનયાના આદમીઓની બેકદર ચાલ ઉપર અફસોસ કરવા લાગ્યો.

હજુણુ તો બે ચાર પાવડા મીટટી નાંખી રહયો નહીં કે યુસુફની નઝરે એક અજાયબ દેખાવ પડયો !—સોસનની લાશ હાલતી હતી ! !

અને ખરેખર, સોસન જે મરણ પામેલી નહીજ હતી પણ તેની છાતી દબાઇ ગયલી હોવાથી મુએલા માણસ જેવી થઇ પડી હતી, તેને ધોખામાં મરણ પામેલી જાણીને બધાએ કબરસ્તાનમાં ઉંચકી લાવયા હતા, અને ઘોરમાં ઉતારીબી ગયા હતા; અને ત્યારે જો મીટટી પુરી દઇને ઘોર બંધ કરવામાં આવી હતે તો જીવતી સોસન ગુંગળાઇને મરી જતે કેની ?

અફસોસ ! ઘણા દેશોમાં ઘણી કામોમાં એવી રીતે કેટલા બધા માણસો ઉતાવલથી બે ચાર કલાકમાં જનાઝો ઉઠાવી જવાના સબબથી જીવતા દટાઇને મુઆ હશે ? ખુદ યુરપમાં વટીક કેટલાકો બીચારા એવીજ રીતે ઉતાવળી પાવહરતથી ઝીનદા કબરમાં દટાઇને ગુંગળાઇ મુઆ છે ! ! ઘણીવાર માણુસ કોઇ સખત બીમારીને સબબે છાતીના બેસી જવાથી તદનજ મુએલા માણસ તરીકે બીજાંઓને જણાય છે, પણ જો દસ બાર

કલાકની મોહલત મલે તો તે દબાયલી છાતી પાછી ઉંચકાય છે અને પેલું માણુસ ઝીનદા થઇને ફરીથી કોઇવાર વરસો સુધીબી જીવી શકે છે !

અને તેમજ સોસન કબરથી ઝીનદા થઇ હતી, અને તેની હીલચાલ યુસુફે જોઇ લીધી !

યુસુફે મીટટી નાખવાનું બંધ કીધું, અને ઘોરમાંથી સોસનને બહાર ખેંચી કાઢી. સોસન જેવી બહાર આવી કે તે પાછી બેસુધ થઇ ગઇ, અને હવે તેને ફરીથી બેહોશ થયલી જોઇને યુસુફને નવો વાચાર આવયો: તેણે જોયું કે કબરસ્તાનમાં સુમસાન હતું, કોઇ જણાતું નહીં હતું, સોસનનો ગફદર ઢોરની માફક થોડેક છેટેના દરખ્ત નીચે ઉંઘતો હતો, અને તે સઘળા સબબથી સોસનને ઉપાડી જવાની તક ઘણીજ અચછી હાથ લાગી હતી ! !

ખયાલ તો તેણે કીધો, મગર હવે સોસનને ઉપાડી કેમ જવી ? તેણે તે ઉપર ઘણો વીચાર ચલાવ્યો વેટલાં તેને જોયું કે કબરસ્તાનની બાજુમાં જે ઘોર ખોદનાર રહેતો હતો તેનો એક ટટટુ ત્યાં બાંધેલો હતો ! યુસુફે તે ટટટુને ઉપયોગમાં લેવાનો વીચાર કીધો અને બેહોશ થયલી સોસનને હાથોમાં ઉંચકી લાવી તેને ટટટુ પર મુકી, પોતે કુદી બેઠો અને ટટટુને છોડી તેને દોડાવી દીધો ! !

બેસુદ્ધ થયલી સોસનને લઇને યુસુફ ત્યાંથી નહાસી ગયો ! !

સહવારનું પહોર થતાં યુસુફ સખત એક મુસાફરી પછી એક ગામમાં આવી પહોંચયો, જ્યાંની એક ધરમશાલામાં તેણે ઝઝકલું થતાં ઉતારો લીધો. ધરમશાલાના કારોબારીને તેણે જણાવયું કે 'સોસન તેની અઉરત હતી, રસ્તામાં અકસમાત થવાથી તે બેહોશ થઇ ગઇ, અને બેહોશીમાંથી હજુ-ણુબી બીદાર નહીં થવાથી આસાએશની જગયા માટે ધર્મશાળામાં ઉતારો લીધો હતો !'

ધર્મશાળાનો કારોબારી ઘણો ઝઇફ અને ભલો માણુસ હતો. તેણે એક કોટડી યુસુફને રહેવા માટે આપી અને વળી તેની અઉરત (!) ને વાસ્તે હકીમ લાવવાનીબી દોડાદોડી તેણે પોતેજ કરી દીધી.

યુસુફે પોતે મુફલીસ હોવાનું કહયાથી ધરમશાળાવાળાએ હકીમને ઘરે નહી બોલાવવાનું જણાવ્યું, પણ બેહોશી દુર થવા માટે કોઇ દવાઇ લાવવાની તો બહુજ ઝુરરત હતી એમ કહયું, આખરે, તે બીચારો બુઢઢોજ

જઇને કોઇ દવાઇ લઇ આવયો, અને યુસુફે તે દવાઇ સોસનના ગલામાં રેડી. તે દવાથી સોસન હુશયાર થતી ગઇ, અને યુસુફે હવે તે બુઢ્ઢાને તસ્દી માફ કરવા કહયું. બુઢ્ઢો તો "કંઇ નહીં—કંઈ નહીં" કરીને પોતાના કમરામાં ગયો, અને સોસન રફતા રફતા હોશમાં આવતી જતી આજુ-બાજુનો દેખાવ જોઈ અજાયબ થતી ગઇ.

પુર સુદ્ધીમાં આવતાંજ તેણે યુસુફને પોતાની પાસે ઉભેલો જોયો, અને પોતાના શઉહરને નહીં જોઇ તે ગભરાયલી ગભરાયલી બોલી "હું ક્યાં છું? મહારા શઉહર ક્યાં છે? તહમે અને હું અકેલા હીંયા ક્યાં?"

યુસુફે તેને શાંત પડવાનું કહીને બધી વીગત જણાવી, અને તેને માટેના પોતાના પયારને ખાતીર તે તેને અહીં ઉપાડી લાવયો હતો તે કહી દેતાં બોલ્યો, "પ્યારી, હવે તુને તો સઉ કોઇ મરણ પામેલી જાણેછ! તહારો શઉહર તો તહારા મઉત ઉપરથી કેટલો બધો બેકદર થયો કે તેણે મીટટીબી નહીં નાંખી, અને હું નાંખવા લાગયો,—"

પણ તે બોલી રહે તેટલાંજ સોસન વચમાં બોલી ઉઠી "સારૂંજ થયું હતે અગર જો તહમે તમામ મીટટી મહારી ઉપર નાંખીને મહને ગુંગલાઇ મરવા દીધી હતે!"

"કેમ?"

"નહીં, હું આએ ઝીંદગી પસંદ કરતીજ નથી. હું મહારા શઉહરને છોડીને તહમારી સાથે ઝીંદગી પસાર કરૂં તેના કરતાં તો મરતે તેજ બહેતર થતે."

"તું બહુજ નાદાન છે. મરવાથી ઝીનદા બચાવનાર આદમીનેબી તું તહારો પયાર આપી શકતી નથી તો તું કેટલી બધી નગુણી છે?" યુસુફે સ્હેજ ગુસ્સાથી કહયું.

"ભલે હું એક મુકીને એક લાખ વખત નગુણી કહેવાઉં: પણ, મહારી ઇસમતપર ડાઘ તો હું કદીબી લાગવા દેનાર નથી, યુસુફ, મ્હારો ધણી ઝીનદા છે, અને ઝીનદા શઉહરની આએ મહોરદાર કદીબી પોતાની દામનને ખરાબ કરનાર નથી–ઇસમતને ખાકમાં મીલાવનાર નથી."

"હવે આપણે આએ ધરમશાલામાં ઘણી એકાંત જગયાપર છીએ" યુસુફ ગુસ્સો ચઢાવીને બોલયો "અગર જો તું હવે તહારી સાફ ઇસમતની વાત અહીંયા કરશે તો હું તહારી ઉપર ઝુલ્મ કરશ."

" હું તહારે હાથ મરશ, પણ યાદ રાખ કે કદીબી મહારી પાકદામને ઇલઝામ તો નહીંજ પહોંચાડશ."

અક્કલમંદ બેવકુફ યુસુફ તે સાંભલીને ઘણો ગુસ્સો થઇ ગયો, તેણે દમ કરવા પોતાની જેબમાંથી ચલકતો ચાકુ કાઢયો, અને તેને ખોલીને સોસન સામે ધરતાં કહયું "આએ છુરી તહારો જાન લેશે, અગર જો તું મહારૂં કહયું નહીં કરશે."

પણ, તેનો વાકય પુરો થઇ જાય તે પછી તુરતજ એક વાઘણની મીસાલ ઉછલીને સોસને તે મોટા ચાકુ જુટવી લીધો, અને પોતાની છાતીમાં ઘણા ઝોરથી ચલાવી દેતાં તેણે કહયું "તું મારે, તે અગાઉ હુંજ મારીને મરી જાઉંછ."

અને આંખના પલકારામાં બનેલા તે ભયંકાર બનાવે સોસનને ખરેખરી લાશ બનાવી દેતાં લોહીનો એક ફવવારો ત્યાં જમાવી દીધો !!

સોસને પોતાની પાક ઇસમતને ખાતીર આપઘાત કીધેલો જોઇને યુસુફ ગભરાઈ ગયો, અને તે ન્હાસવા જતો હતો તેટલાં ધરમશાળાવાળો બુઢઢો પોતાના જવાન બેટા સાથે ત્યાં ખબર પુછવા આવ્યો !

ખબર પુછતાં તો તેણે લોહી અને લાશ જોઇ લીધાં, અને ગભરાયલા યુસુફે ગભરાટ અકળાટમાં પોતાને માથે ખુનનો અપરાધ નહીં આવે તેથી બધો ખુલાસો કીધો, અને પોલીસ આગલબી તેણે અપરાધ ઝાહેર કરવા કબુલ્યું.

* * * *

બીજા એક મહીના પછી તેનાજ ગામડામાં યુસુફની તપાસ ચાલી, અને તેને કબરથી એક અઉરતને ઉઠાવી જવાના વાંક માટે કેદખાનાની ભારે સજા થઇ.

અને હવે ?

જે ઘોરથી સોસન એકવાર ઝીનદા થઇ હતી તેજ ઘોરમાં તે પાછી પુરાઇ, અને તે ગામડાના લોકોએ ઇસમતની તે હુરની કબર સંગેમરમરની ચણાવી લઇ દર જુમેરાતે તેની કબર ઉપર ફુલની ચદદર બીછાવી.

સમાપ્ત.

# ઝખમપર નમક !

" ઇલાહી હુસ્ન કયા હય જીસપે સબકા દમ નીકલતા હય !
હસીનોપે ફીદા હોતા હુઆ આલમ નીકલતા હય !
વ્હો કાતીલ તેગે અબરૂ ખીંચતા જીસ દમ નીકલતા હય,
તો લાખો કત્લ હોતે—સહેંકડોકા દમ નીકલતા હય !
ન બોના તુખ્મે ઉલફત, અય દીલા, ઇસિ બાગે દુન્યામે !
સુના હય ઉસમે ફુલ નીકલાભીઃ તો પુર સમ નીકલતા હય !
જો આતા હય મેરે મરકદપે બાદે ફાતેહાકે વ્હો,
નીકલતા હય તો પુર ગમગીન—પુર માતમ નીકલતા હય !"

આફતાબ પુર જોશમાં પ્રકાશીત થયો હતો, અને સખ્ત ગરમી પડતી હતી—જ્યારે તેવા તપી ગયલા દીવસની બપોરે એક અઉરત પોતાના હાથમાં એક બચ્ચું લઇને આગ્રામાંના એક ખંડીયર જેવા બેચાર પડત મકાનો ધરાવતી એક ગલીમાં દાખલ થઇ.

તે અઉરતના શરીરપર ઘણાંજ કંગાલ કપડાં હતાં; મુસાફરીની ઝહમતથી પસીને ગરકાવ થયલાં તે કપડાં તદનજ મઇલા અને ફાટાંતુટાં હતાં. અને તે અઉરત જાણે કોઇની સાથે મારામારી કરી આવી હોય તે મીસાલ તેના હાથ અને મોંહપર ઘસાડા અને લાલ ડાઘ પડેલા હતા !

થાક અને ભુકથી આજીજ થયલી તે, ઘણી મુશ્કીલથી પોતાના કદમ ઉપાડી શકતી હતી; અને એટલી બધી તો કમઝોર અને નાતવાન થયલી હતી કે તેના હાથમાંના બચ્ચાને દુધ આપવાનીબી શકતી તેનામાં નહી હતી !

તે બચ્ચું ખુબ રડતું હતું, અને તે એટલું બધું તો રડતું કે કોઇ પત્થરની છાતીના માણુસની ક્રૂરરતા પણ થોડીક ઘટી જાય, અને તે તે બચ્ચાને પટાવવાની કોશીશ કરે, મગર, તે અઉરત તેટલી કોશીશબી કરતી નહીં હતી ! તેણે તો સીર્ફ તે બચ્ચું પોતાની કેડપર લીધું હતું, અને તેટલુંજ કરીને તે જેમ તેમ ઘસડાતી ખોડંગતી આગલ અને આગલ સખ્ત ગરમીમાંથી પસાર થતી હતી !

થોડીક આગલ તે ચાલી, અને તે પછી જ્યારે નહીંજ ચાલી શકાયું ત્યારે સર્દ એક નીસાસો ખેંચીને તે ઝમીનપર એક દીવાલની થોડીસી

છાંવમાં પછડાઇને બેસી ગઇ, અને પેલા બચ્ચાંને તેણે પોતાની પાસે મુકી દીધું.

તે એક ખુબસુરત સુંદરી હતી, મુફલીસ મગર આબરૂદાર કુળની છોકરી હતી, લેકીન કોઇ એક જવાનને તેણે છુપાછુપ પોતાનો પ્યાર આપી દીધો અને જ્યારે તે હમેલદાર થઇ ત્યારે પેલો હીચકારો તેને છોડીને કેઠે ચાલી ગયો ! બદમાશ મુઝી તે જવાન, તેણે તે છોકરીને ફસાવી અને તેની આબરૂની ધુલધાણી કીધી હતી—અને હવસની દામમાં ગીરફતાર થઇને બરબાદ થયલી તે સુંદરી પોતાના માબાપથીબી હડધુત થયલી રખડી રઝલીને દીવસો કાઢી, સખાવતથી ઉભી થયલી ઓસ્પીટલમાં હમેલથી છુટી, થોડા દીવસ પછી તેના બચ્ચાંને લઇને ફરીથી રખડતી રઝલતી નીકલી હતી, જયારે એક બપોરે આપણે તેને જોઇ છે,—તેનું બચચું એક બાળ-બેટી હતી.

બરબાદ થયલી તે ખુબસુરત કંગાલ મુફલીસની આંખો સુકકી અને આંસુ વગરની હતી, જાણે કોઇબી દીવસ ગમીમાં કે ખુશીમાં બીલકુલ રડીજ નહીં હોય તેવી દેખાતી હતી.—તેના ગાલમાં ખાડા પડી ગયા હતા, અને ફીકકાફચ થઇ ગયા હતા. તેના દાંત જો કે મોતીના હાર મીસાલ ગોઠવાયલાં હતાં તોબી તે બનાવતી દાંત મીસાલ જાણે સુકકાં સટ હતાં ! તેના ઝુલ્ફોપર પેચ હતી, તે બાલ ભારોભાર ભરેલા હતા, મગર અફસોસ કે દુન્યાએ તેની ઉપર સુફેદીનો એક હાથ મારી દીધો હતો !

તેણે થોડીજ પલપર ઝમીનપર મુકેલું તે બચ્ચું એકાએક ચુપ થઇ ગયું, અને તેથી તે તે બચ્ચાને બરોબર જોયા વગર બડબડી:

"એ એકદમ ચુપ થઇ ગઇ તો કદાચ મરી ગઇ હશે, એ જો તેમ મરી ગઇ હોય તો કેટલું બધું સારૂં ? જંજાલજ ઓછી !—મહારામાં તે સખ્ત દીલ નથી કે જે દીલથી હું રહમને દુર કરી એ બચ્ચાંના ગલાંપર મઉતનો હાથ દાબી દઉં. પાક ખુદા ના કરે, પાક ખુદા એવું મહારે હાથ કદી નહીં કરાવે—હું ગમે એવીબી હોઇશ, તો પણ એક ખુની જલ્લાદ તો કદી નહીં થઇશ."

અને તે એમ બડબડતી હતી ત્યારે તેની આંખમાંથી વીજલીની ઝડપના ચમકારાઓ ચમકી રહયા હતા.—તેણે એક બીજી સરદ આહ માર્યાં પછી પેલા બચ્ચાંની તરફ નઝર નાખી, અને તેનો દમ ચાલતો જોઇને બોલી "અરે, એતો સીરફ ખાબમાં ગીરફતાર છે !"

અને તેણુ તે બચ્ચાંની તરફથી પોતાનો ચહેરો ફેરવી લઇને આસમાન તરફ જોતાં કહ્યું "ઓ પાક ખુદા, મેં નીરદોશ અને શાંતી ભરેલી ઉંઘ કાઢેલી તેને આજે કેટલો બધો લાંબો વખત ગુઝરી ગયો, અને હવે પછી હું ધારૂછ કે મહને નીરદોષ શાંત ઉંઘ કદીબી આવી શકાશેજ નહીં! અહીંથી થોડેજ દુરના રાસ્તા પર મેં અક્કલમંદ બેવકુફે "તેને" પહેલવહેલો જોયો હતો, જેણુ મહારૂં દીલ લુટીને ચોરી લીધું હતું ! ઓ તે વખ્તની આગમજનો મહારો વખત કેટલો બધો દોશ વગરનો હતો, અને આજનો મહારો વખ્ત અફસોસ તે મહારે માટે તો દોશીત ઠડયો ! જયારે મેં પહેલો તેને જોયો ત્યારે હું પોતે કેવી સુખી હતી ? અને આજે તો હું કંગાલ, કંગાલ, તમામ કંગાલપતના ગારમાં હોમાયલી છું !"

"સીર્ફે થોડા એક મહીના ! અને એ થોડા મહીનાઓએ મ્હને કેવી નાશાદ બરબાદ કરી નાંખી ! મ્હારી સફાઇદાર ઉજલી લાગણીઓપર કેટલી બધી નામોશીનો ડાઘ બેસાડયો !" તે અફસોસ કરીને આગલ બોલી "મ્હારા પીદર અને માદરે મ્હને કાઢી મુકી—અને તે પછીથી તેઓબી દીલ શીકસ્તા થઇને કબરમાં ગયાં; અને હું જો કે તેઓની પાછલ જીવતી જાગતી છું, તોબી હું જીવતી છતાં મુએલી છેઉં, ખેશીઓએ મ્હને ધીક્કારી કાઢી, દુન્યાએ મ્હારીપર નફરત નાંખી—અને હું જે હતી, તે નહીં હોઇને, આજે આએ કંગાલ હાલતે પહોંચી ગઇ ! અફસોસ, સદહઝાર અફસોસ મ્હારી ખુબસુરતી અને મ્હારી જવાની પર, કે તેનાથીજ આજે આવી હું હાડમાર થઇ ગઇ !-ઓ આસમાન ! મ્હારે માટે હવે શું રાસ્તો છે ?—ભીકનો ? ભીક માંગવાનો ? હું ! હું અને ભીક ! હું ભીક માંગું ? ઓ, નહીં—નહીં—નહીં. અફસોસ ! હું કોણુ હતી, અને શું થઇ ગઇ !"

અને તેટલું બોલતાંજ તે કમનસીબ કંગાલ અકુરત હાથ ઝમીનપર અફાલીને પછડાઇ પડી !

* * * * *

* * * * *

માહતાબની ઠંડી રૈશની આગ્રાની એક હવેલીપર છવાઇ રહી હતી, જે હવેલીની અંદર શાદીની ધુમ મચી હતી.

લગભગ અરધી રાત થવા આવેલી હોવાથી આજુબાજુના મોહલ્લાઓમાં શાંતી હતી, મગર એક શાદીવાલો મોહલ્લો ખુબ ગાજીવાજી રહેલો જાગરત હતો !

ઉપલીજ ઔરત તે મધ્યરાતના પોતાના હાથમાં પેલું બચ્ચું લઇને આહીસ્તા આહીસ્તા કદમ ઉઠાવતી આગ્રાના શાંત મોહલ્લાઓમાંથી પસાર થઇને ત્યાં આવતી હતી જ્યાં લગનની ધુમ મચી હતી.—તે ઔરત તે બચ્ચાં સાથે પોતે ચોક્કસ કયાં જવું તેનો કાંઇબી ખ્યાલ કર્યા વગરજ ચાલતી હતી, તેનું ધ્યાન એક દીવાના આદમીની મીસાલ ઘેરાયલું દોરાયલું હતું, અને કદમ દર કદમ ધીમી પડતી જતી હતી!

તે હવે પેલી હવેલીની નઝદીક આવી લાગી, અને ઉભી.—શાદીમાં આવેલા પરોણાઓ એક મંડપમાં જયાં ગાયણુ ચાલનાર હતું ત્યાં જમાવ થયાં, ઔરતો જુદી એક અલાહેદા કમરામાં ગઇ, અને મર્દો જુદા કમરામાં.—હવે, પેલી ઔરતે જોયું કે તે હવેલીના પાછલા ભાગના એક ઓરડામાં કોઇજ તે વખતે દેખાતું નહિ હતું.

તેને, તે બચ્ચાવાલી ઔરતને, એકાએક કાંઇ ખ્યાલ આવી ગયો; તેણે ચાહ્યું કે તે પોતે પેલા બચ્ચાથી જુદી થઇ જાય!

તેથી, તે પેલાં બચ્ચાંને લઇને તે હવેલીની નીચેના પેલાં એકાંત કમરામાં દાખલ થઇ. તેણે તે ઉંઘાયલાં બચ્ચાંને તે ઓરડાની ઝમીન પર એક બાજુમાં મુકી દીધું—તેણે આજુબાજુ નઝર નાખી, તેણે ત્યાં એક ફલાટપર પડેલી રકાબીમાંથી ખાધાથી બચેલી રોટીનો એક ટુકડો ઉઠાવી લીધો, અને તેને કોઇ નહી જુએ તેમ તે ત્યાંથી ઝડપથી ચાલી ગઇ!!

તે ઔરતે પોતાની બેટીને પેલી હવેલીમાં તજી દીધી—અને પોતાની ભુકને દબાવવા રોટીનો પેલો એક ટુકડો લઇને ગઇ!!

૨.

ઉપલા બનાવને વીસ વરસો પસાર થઇ ગયા છે.

બરદીશે ઝમાનાથી પીલાઇ પીસાયલી એક બુઢી ખખ થઇ ગયલી ઔરત આપણુની નઝરે પડે છે જે ઘણીજ નાતવાન થયલી, નોકરીથી દુર કરવામાં આવેલી, ફાટાં તુટાં કપડામાં મુફલીસીના મઝબુતમાં મઝબુત હાથો નીચે દબાયલી, પંજાબ તરફથી એક વાર ફરીથી આગ્રા આવી છે. એ કોઇજ નહી, પણ તેજ ઔરત છે જેણે હવસની આતશમાં ગરમ થઇ જઇને કાંઇબી વીચાર કર્યા વગર એક બદમાશ જવાનને હાથે પોતાની ઇસમત ધુલ મલવા દીધી હતી, અને ઘરબાર તથા ખેશાવંદોથી તજાઇને પોતાની બાળ-બેટીને તજી દઇ આગ્રા છોડી ગઇ હતી.

અફસોસ! તેની ઉમર ચાળીસથી કંઇકજ વધારે હતી—મગર, ઝમાનાએ તેનાપર એવી ગરદીશ ચલાવી હતી કે ચાલીસની ઉમ્મરેબી પોણોસો વરસની બુઢયા તે બની ગઇ હતા!!

તેણે આગ્રા આવીને શોધ ચલાવી, અને વીસ વરસની વાત ઉપર પોતાની બચ્ચીને જે હવેલીમાં છોડી ગઇ હતી ત્યાંની ખબર મેલવી. તેની ખબરમાં તેને માલમ પડયું કે તેની છોકરીને તે હવેલીવાલા ધણીએ પાલી હતી, તેને ઉછેરી હતી, તે છોકરી જીવી હતી, અને તેને પરણાવવામાંબી આવી હતી!

હસીના—આપણી વાર્તાની હાડમાર થઇને જવાનીમાં બુઢાપો ભોગવી નાતવાન બનેલી નાયકા, તે હવેલીના માલીક આગલ ગઇ, અને તેણે રડી રડીને પોતાની હકીકત કહી.

તે હવેલીના માલીકે જો કે તેની મુફલીસી ઉપર રહમ કીધી અને તેને ખાવાનું કપડાં આપ્યાં, મગર તે તેની વાત પર ઇતબાર લાવી શકયો નહી કે ઝુબઇદાની તે માતા હતી.-તેથી, તેણે ઝુબઇદા જ્યાં પરણી ગઇ હતી ત્યાં લકનવમાં હસીનાને જવા કહ્યું. હસીનાને લકનવ જવા તેણે એ મતલબથી કહ્યું કે અગરજો તે ઝુબઇદાની ખરી માજ હશે તો બંને મા—દીકરીને કુદરતી એકબીજાપર પ્રેમ છુટશે, અને હસીના પોતાની બેટી પાસે રહીને બાકીની ઝીંદગી સુખમાં ગુઝારી શકશે.

તે ગઇ, આગ્રા છોડીને લકનવમાં હસીના ગઇ, અને ત્યાં જઇને તેણે પોતાની બેટી—જમાઇનું ઘર શોધી કાઢયું—ઝુબઇદા એક તવંગર જવાન સાથે પરણી હતી, તેના ઘરનો ભપકો ઘણો ભારી હતો, અને તે મોટા દમામથી રહેતી સુખી હતી.

હસીના જ્યારે પોતાની બેટી ઝુબઇદાના ઘરમાં દાખલ થઇ ત્યારે ઝુબઇદાનો ધણી ઘરમાં નહી હતો. હસીનાને ઝુબઇદાએ અંદર લીધી, અને તે શું કહેવા માંગતી હતી તે તેણે પુછયું.

હસીનાએ પોતાની ઉપર વીટેલી તમામ કહાણી કહી સંભલાવી,અને બારીકે બારીક વીગત કહી કે તે કોણની બેટી હતી.—પોતાની માદરની વાત સાંભલીને તેની પર દયા કરવાને બદલે ઝુબઇદા ઉલટી તેની પર છેડાઇ પડી !!

"માદર, તહમે મ્હારા ઘરમાંથી ચાલી જાઓ તો સારૂં." ઝુબઇદાએ જણાવ્યું "તહમોને દુન્યાએ ધીક્કાર્યા, તો હું બી ધીક્કારૂંછ. અને તમારી વાત સાંભળ્યા પછી આજથી હું મ્હને પોતાનેબી ધીક્કારૂંછ.—તહમે તહમારા માબાપની રજા લીધા વગર એક જવાનને તહમારો પ્યાર આપ્યો, અને તે જવાને પાછલથી બદમાશ થઇને તહમને તજી દીધાં એમાં તે જવાનની જેટલી ભુલ છે તેના કરતાં તહમારી ભુલ ઘણીજ મોટી છે."

"તે કેમ ?" દુખથી દબાએલા સાદે તે કંગાલ ઓરતે પુછયું.

"તે કેમ ! એ સવાલજ ત્હમે મ્હને કેમ પુછોછ ? ત્હમારા એટલા બાલો સુફેદ થઇ ગયા તોબી ત્હમને અક્કલ નહીં આવી ?" ઝુબઇદા ગુસ્સાથી બોલી.

"બેટી, ગુસ્સો ના કર, હું દુઃખી થયલી એક ઓરત છું, અને મ્હને તું વધારે દુખી ના કર. તું બોલેછ તે હું સમજીજ નથી શક્તી."

'હું એમ કહુંછ કે ત્હમોએ ત્હમારા માતપીતાને ઠગયા અને છુપા છુપ તે જવાનને હાથ વેચાયા તે પાપનો નતીજો ત્હમને તે બાદ મલ્યો છે ! માબાપની વીરૂદ્ધ જઇને જે બચ્ચા કામ કરે તેનું ફલ તેમને એવુંજ મલે. વાસ્તે, તહમે મ્હારા ઘરમાંથી ચાલી જાઓ. હું ત્હમને મહારા ઘરમાં રાખી શકતીજ નથી, મહને ત્હમારી ઉપર ઇતબાર આવતોજ નથી કે તહમે મહારા ખરા માદર હોવબી, અને જો ઇતબાર આવે તોબી-તોબી હું તહમોને મહારા ઘરમાં માદર તરીકે રાખી શકુંજ નહીં-મહારા ધણી જો જાણશે કે તહમો મહારા માદર છો અને હું હરામ પ્યારનું એક બચ્ચું છું તો તેવણ મહને ધીક્કારશે-મહારી પર હુકશે, મહને તુપશે-અને કદાચ મહને તજી દેશે. તેવણને હરામ પ્યારને માટે ઘણી મોટી સુગ છે, અને તેથીજ જો તહમે મહારા ઘરમાંથી જશો નહીં તો મહારૂં બુરૂં કરશો-માહરા સુખમાં દુખ કરશો."

"ત્યારે હું જાણૂંછ" આંખમાં આંસુ લાવીને તે કમનસીબ ઓરત બોલી "મહને નહીં ખબર કે માબાપને ઠગવામાં અને તેમની વીરૂદ્ધ જવામાં મહને એટલી બધી સજા થશે ? મેં તે જવાનને ખાતીર મહારા માબાપને ઠોકરે માર્યા, તો આજે તું મહારૂં પોતાનું પેટનું બચ્ચું બી મહને ઠોકરથી ઉડારેછ ! અફસોસ, મહને આજ સુધી તો એક મોટો ઝખમ માત્ર થયો હતો-પણ આજે, ઝુબઇદા, આજે તો તેં મહારા ઝખમપર નમક છીરકયુંછ."

અને પોતાના પેટના બચ્ચાંથીબી તજાયલી તે ઓરત, તમામ નાસીપાસ અને શીકસ્તા દીલના થઇને, તે ઘરમાંથી બહાર પડી.

* * * * *

* * * * *

મગર, પાક ખુદા પોતાના બંદાપર રહમદીલ થયા વગર રહેતોજ નથી. તે ઇનસાનો જે પાપ કરે તેનો બદલો આપીને પછી જો તેઓ તઉબા, તોબ્જેહ, અને પસ્તાવો કરેછ તો માફ કરીને તેમને બચાવી લેછ-તેમજ

આગાની હવેલીવાલા ઝુબઇદાના વાલીએ હસીનાની શોધ ચલાવી, તેને પોતાને ત્યાં રાખી, અને જમાઇને સમજાવી ઝુબઇદા અને તેની માને સાથે રાખ્યાં—અને ત્યારે તેના છેલ્લા દીવસોમાં હસીનાના ઝખમપર દયાનો મલમ કારગર થયો! પાક ખુદાની મહર.

( સમાપ્ત. )

---

# માહાતાબનો આશક.

જમ આશકાર મોગલ શેહેનશાહ અકબરના વખતમાં આપણી વાર્તાનો પરદો ખુલે છે. મોગલ ફોજ તુરતનીજ રજપુતો સાથની લડાઇમાં ફતેહ મેળવીને જગેજગ તંબુઓ નાંખી મયદાનોમાં છાવણી કરી રહેલી છે.

એવી એક લડાઇમાથી પરવારેલા કંઇક શાંત જણાતા વખ્તમાં એક મોગલ અફસર પોતાની ફોજમાંથી ઝરા દુર જઇ જંગલ તરફ ઘોડો કુદાવી યાહોમ દુર જણાતા એક ઝુંપડા તરફ જાય છે.

દુર અને દુર તે ઝુપડું છે, જે તરફ જતાં તે સરદારની આંખમાંથી ખુશાલી પ્રગટી નીકલે છે, અને હોટપર તુચ્છકાર સાથનુ એક હસવું દેખાય છે. તે સ્વારનો દેખાવ બીલકુલ અમીરી છે, તેની પહોળી પેશાની અને ફરાખ સીનું અને જવાની ગોયા એક લોહચુંબકની માફક ખેંચાણ કરે તેવું બધું દીસે છે.

ઝુપડા નઝદીક પહોંચતાજ તેણે એક છલાંગ મારીને નીચે કુદાવ્યું, અને ઘોડાને એક મોટા ઝાડ સાથે બાંધી તેણે પોતાની તલવાર મ્યાનમાંથી બ્હાર કાહાડી તેની મુઠથી તે દરવાઝાપર ઠોકા માર્યા. જવાબમાં ચાંદનો મુકાબલો કરી શકે તેવી એક હુર પરીતુર સતરેક વરસની સુંદરીએ દરવાઝો ખોલ્યો, અને જોઇને બોલી પડી " તમે આવ્યા કે મ્હારા જાન "

" માહાતાબ, ત્હારા વગર એકબી દીવસ મને કેમ ચાલે ? " પેલા સરદારે તેનો નાઝુક હાથ પોતાના હાથેમાં લઇને કહ્યું, " આહહા ! જો ત્હારા પીદરની મ્હને દહેશત નહી હતે તો હું આખો આખો દીવસ ત્હારા પ્યારા પ્યારા પગોની આગલ પડી રહેતે. " અને એમ બોલતાંજ તેણે તે સુંદરીના હોટપર એક મીઠું ચુંબન કર્યું.

તે સુંદરીના કાલા ભમર બાલ જે તેણીના પગના ગુડણ સુધી લટકતા હતા તે ઉડીને તેના ખભાંપર થોડાં આવી પડ્યાં અને તેની કાલી

કાજલ જેવી મોટી આંખો પોતાના આશકની આંખોમાં મલતાંજ ખુશાલીનો આતશ ફૅંકવા લાગી, અને તે ખુશનુમાં હોટોના હસવાએ મોતીની હાર સમાન દાંતોનો ભેદ ખુલ્લો કીધો.

"તુને કંઇ ખબર કે મ્હારા નાસીર ?" તે પ્રીયા તેને એક ખાટલી પર બેસાડીને તેના પાસામાં દબાઇ બેસતાં બોલી "આજે સહવારે પીદર વાત કરતા'તા કે મેવાડનો રાજા ત્હમારી ફૌજ સામે પાછો કંઇ પ્રપંચ રચવાનો છે !"

"છટ-છટ-છટ" નાસીર ખભું ચઢાવીને પુકારી ઉઠયો "મચ્છીકી ઝાત જીનગા, એ મેવાડવાલાની શું મજાલ છે કે પોતાની તલવાર મ્યાન-માંથી બહારબી કાહાડે, પાકખુદા સલામત રાખે શાહ અકબરને, તેનો એકજ હુકમ મેવાડના અચ્છા લશકરનો ચૂરો કરી નાંખશે"—અને તે સરદારે મીસ્લે આતશ ગરમ થઇ જતાં બેઉ હાથો ઝોરથી એકમેકપર રગડયા ! "ત્હારો બાપ એ રજપુતો સાથે નાહકના ફાંફાં મારેછ, જો ત્હારે લીધે નહીં હતે તો પાકખુદા શાહેદ છે કે રાતની વખતે હું આવીને ત્હારા બાપને કત્લ કરતે."

"નહીં, મ્હારા જાન" એક હાથ ખભાંપર અને બીજો હાથ તેની હડપચીપર મુકતાં તેનો ચેહેરો પોતાની તરફ ખેંચીને માહાતાએ કાલાવાલા કરતાં કહ્યું "ઓ નહીં, મ્હારા પીદરના એક બાલનેબી ઇજા ન થવા દેતો. હું તેવણુને સમજાવીને અકબર તથા સલીમની ફૌજની સામે લડવાથી બાઝ આવવાના કસમ આપીશ."

"સલીમની ફૌજ ?" નાસીર સલીમનું નામ સાંભળીને પુકારી ઉઠયો "જ્યાં સુધી શાહ અકબર હૈયાત છે ત્યાં સુધી સલીમની શું મકદુર છે કે તેના નામની ફૌજ તરીકે કોઇ મોગલ લશકરને બોલાવે !"

"હું જોઉંછ કે ત્હમુને, વ્હાલા નાસીર, એ સલીમના નામનો ખુબ ખબેરો છે—સલીમ અકબરનો બેટો છે, અને અકબર પછી અકબરની ફૌજ તે સલીમનીજ ફૌજ છે."

"અકબર પછી, અકબરની ફૌજ તે સલીમની ફૌજ કહેવાશે" બેદરકારપણે ખભું હીલાવતાં નાસીર બોલી ઉઠયો "હાલમાં તો નહીંજ," અને પછી વાત ફેરવી તોલતાં તે બોલ્યો "મગર ત્હારા બાપને એક ઝરાકબી શક તો નથીની કે તેની ગયરહાઝરી દરમ્યાન મોગલ ફૌજનો એક અફસર તેની છોકરી સાથે પ્યારની વાતો કરવા આએ ઝુપડામાં આવેછે?"

" ઝરાકબી નહી, નાસીર, નાસીર, ઝરાકબી નહી" માહાતાબ બોલી એતો વાજતે ગાજતે સઉ જણાવીશું. "

" હા—ખબરદાર માહતાબ " નાસીર બોલ્યો " આએ વાતનો એક ઝરાકબી સનસારો હાલમાં ત્હારા પીદરને નહીજ જવો જોઇશે. શાહાનશા હતમાં શાંતી ફયલાયા પછી જ્યારે છાવણીઓ જંગે મયદાનથી ઉઠી જશે ત્યારે ત્હારા લબોને ગમે તે પ્રમાણે ચાલવાની છુટ છે, મગર હાલ, હાલ તો ખામોશી સીવા કોઇ ચીઝ નહી. "

" બીલકુલ ખામોશી, વ્હાલા જાન, બીલકુલ ખામોશી", છુટી થતાં માહાતાબ બોલી " મગર કેહે મને નાસીર, શાંતી થતાં તુ મને કયારે ત્હારા પાસાંમાં લેશે ? ઓ હું ત્હારી ધણીઆણી થઇ ત્હારા ઘરમાં કયારે જઇશ ?"

" શાંતી થતાં તુરતજ " નાસીરે કહ્યું " મ્હારા વ્હાલા જાન; તું ઝરાબી ગભરા ના, શાંતી થાય તેની પછી એક મહીનાની અંદર તો આપણા લગન થવા જોઇએ, અને આપણે ઘરબારે મઝાહમાં સુખથી આપણે રહીશું. "

ઓ, કેવી ખુશાલી !" આંખમાં ખુશાલીના આંસુઓ સાથે નાસીરને વળગી પડતાં તે પ્રેમઘેલી સુંદરી પુકારી ઉઠી " ઓ નાસીર, ત્યારે કેવી ખુશાલી મ્હારા દીલમાં પયદા થશે !"

વ્હાલના થોડાક મીઠા સખુનો પછી તે સરદાર પોતાની પ્યારી માશુકથી છુટો પડયો અને પોતાના તેજી અસ્પપર સ્વાર થઇને તે યાહોમ ત્યાંથી નીકળી ગયો, તેનો ઘોડો જણાયો ત્યાં સુધી માહાતાએ પ્યારથી તે તરફ જોયા કીધું, ને પછી અંદર ગઇ.

નાસીરના જવા પછી એક કલાક ગયો નહીં હશે તેટલાં તો પચાસેક વરસની ઉમરનો એક શખ્સ તે ઝુપડા તરફ આવ્યો, અને તેણે હાથેજ ઝુપડાનું બારણું ખોલી નાખ્યું અને અંદર દાખલ થયો.

" આવી બન્યું—બીલકુલ બધું આવી બન્યું. " એક પેટીપર ઢમ દઇને બેસી જતાં કપાલપર હાથ મારીને તેણે કહ્યું. " રજપુતો બીલકુલજ હાર ખાઇને બેઠાછ, અને હવે બીજી લડાઇની ગમે તેટલીબી કોશીશ ફોકટછે"

" પીદર " માહાતાબ તે વૃદ્ધ થતાં જતાં બાપના અરધા સુફેદ ને અરધા કાલા માથાના બાલો પસવારતાં બોલી, " ખામોશ બાશ, ચુપ રહો, તમે જાણોછ કે આપણે જોકે દુરના એક જંગલમાં છીએ—મગર યાદ રાખો કે ઝાડને ને હવાને બેઉને કાન હોયછ. "

"અને તેથીજ આએ જંગલને હવે આપણે આજે છેલ્લી સલામ કરીશું"

"એટલે ?" હીંયાથી સદાના ચાલી જવાનો ખ્યાલથીજ ગભરાઇને તે છોકરી પુકારી ઉઠી.

"એટલે એ કે હવે હું મોગલોના ધડક ધ્રુજારામાં એ લોકની હદમાં એક દીવસથી વધારે રહેવા ખુશી નથી" તે બુઢ્ઢાએ દાઢી પસવારતાં જ ણાવ્યુ "મેવાડના રાણાએ બક્ષેલા "આરામબાગ" ના મેહેલ રોકા મકાનમાં આપણે આવતી કાલે જઇને રહીશું, અને તેથીજ આજે રાતરે છેલ્લીજ વખત આએ જંગલના પહરોણા આપણે હોઇશું."

"અફ્સોસ" તે છોકરીના જીગરમાં કારી ધા લાગ્યો હોય તેમ તેની છાતીમાંથી હાય નીકળી પડી.

"ચાલ બેટી, હવે મને જરા દુધ આપ કે હું પાછો રજપુતોના શુરાતનને ઉશકેરવા જાઉં. રાતના કદાચ મધરાત સુધી નહીં અવાય તો ફીકર ના કરતી, મગર હંમેશના ત્હારા બહાદુર દીલથી બેખઓફ આરામ કરજે; આએ જંગલનો રાસ્તો એક ચલીઆંનેબી ખબર નથી."

તે હતીયાર સજી પાછો ગયો, અને માહાતાબ પોતાના પ્યારા નાસીર સાથે હવે મેલાપ થઇ નહીં શકશે તેના પહાડ સમાન દુઃખના વીચારથી માથું ઝુમાવી દઇ ખ્યાલમાં ગીરફ્તાર થઇ બેઠી. તેના સુંદર પયારમાં તે ઝુંપડું તજી દેવાનો ઠેડાવ માહાતાબને માટે એક ઝાલીમ ફટકો હતો.

તુરત એક વીચાર માહાતાબના મનમાં પયદા થયો. એક શુરવીરની માફક તેના તનબદનમા લોહી જોશથી વહેવા લાગયું. એક છલાંગ મારીને ઉઠી, તેણે પોતાના પીદરનો મરદાના લીબાસ પેહેરી લીધો, અને ફાલતુ રાખેલા એક ઘોડાપર સ્વાર થઇને નાસીરથી કોઇ કોઇ વાર મેલવેલી ભાંગી તુટી ખબરને યાદ કરી મોગલ લશકરની છાવણી તરફ જવાને રાસ્તે ચાલી.

ઝાડી, ઝાંખરાં, ટેકડા, ઉતરાણ, ચઢાણ વટાવતી તે છોકરી તે બીઆબાન જંગલમાં ઘોડો કુદાવતી યાહોમ આગલ ને આગલ જતી હતી. ઝઝકલું થતાં આખીર તે મોગલ છાવણીની હદમાં આવી પહોંચી.

છાવણીની બહાર દરવાઝા આગલ એક સંત્રીએ મહાતાબને અટકાવી ને સવાલ કીધો—"કોણ ?"

"દોસ્ત." મહાતાબે જવાબ કર્યો. "મ્હારે છાવણીમાં નાસીર-ઉદ-દઉલાને મલવાનું છે."

"નામવર નાસીર-ઉદ-દઉલા હમણાજ અહીંની છાવણી તરફ દેખ રેખ રાખતા ફરતા હતા—મગર, સામેથી તેવણજ આએ તરફ પાછા આવેછ."

માહાતાબે જોયું તો હા તે અંધારા થતાં વખતમાં હાથમાં મસાલ સાથના કેટલાક સીપાહો સાથે તેનો પોતાનો નાસીરજ ત્યાં તંબુઓની દેખરેખ રાખતો નસીબ સંજોગે તે તરફ ફરતો આવતો હતો.

તુરતજ તે જવાન સરદાર ત્યાં ધમધમ ચાલી આવ્યો, અને તે આગલ આવતાંજ માહાતાબે તેના કાન આગલ વધીને ધીમેથી કહયું "માહાતાબ."

ઝડપથી નાસીરે માહાતાબનો હાથ પકડીને કહયું: " ચાલો ત્યાં. " અને થોડેક છેટેની જગ્યા બતાવી માહાતાબને ત્યાં જવાનો ઇશારો કર્યો, પછી તે પોતે એકલો સંત્રીની છેક લગોલગ જઇને બોલ્યો: "આ શખસને મ્હારા ખરા નામની ખબર તો નથીની! યાદ રાખ, નાસીર સીવાય બીજું કંઇબી વધારે બાહરના આદમીને માલમ પડયુંછ તો ગરદન જશે."

અને તે સંત્રીનું કાંઇબી બોલવાનું સાંભલ્યા વગર નાસીર ત્યાંથી ઉતાવલા કદમે માહાતાબ આગળ ગયો, અને બોલ્યો: "પ્યારા જાન, અહીં વેર તકલીફ ઉઠાવવાની શું મતલબ ?"

"મ્હારીપર ગુસ્સે ના થતો વ્હાલા નાસીર" માહાતાબ આંખમાં આંસુ લાવીને બોલી "મગર ત્હારા આજે ચાલી આવવા પછી મ્હારા પીદરે આવીને જે વાત કહી તેથી હું બેચયન બની ગઇછ, પાક ખુદા શાહેદ છે કે હું દીવાની બની જતી હોઉં તેમ મ્હને લાગેછ."

"એ બધું શું બન્યુંછ ?" આતુરતાથી નાસીરે પુછ્યું.

"મ્હારા પીદરનો સખત હુકમ છે કે કાલે સહવારના જંગલ છોડીને મેવાડના રાણાએ આપેલા " આરામબાગ " માં અમારે જઇને વસવું." માહાતાએ લગભગ રડી પડતાં સારૂ કહયું 'હું કયાં જાઉંછ તેનો પત્તો તું વ્હાલાને આપવા ને હવે પાછાં કયારે આપણે મલશું તેનો ખુલાસો માંગવા હું અહીં વેર જીવપર ખેડીને આવેલી છેઉં, વ્હાલા નાસીર." અને તેણે તેટલું બોલતાંજ નાસીરનો હાથ પકડી લીધો.

"મેવાડનો રાણા એક વખત અમારો દોસ્ત હતો, અને ઇનશાલ્લાહ દોસ્ત પાછો થઇ જશે તો પછી હું ફરતો ફરતો તે તરફ ત્હારા દીદાર જોવા જરૂર આવશ, વ્હાલી માહાતાબ." નાસીર હસીને બોલ્યો.

"મગર હાલમાં શાંતી થતાંજ તું માંગુ મોકલાવીને તારા વચન મુજબ મ્હને એકજ મહીનામાં પરણશે કે નહી, વહાલા નાસીર ?" માહાતાબ આંખમાં આંસુ સાથેજ બોલી "તું વીચાર કરેછ ! શું વીચાર કરેછ ? વહલા નાસીર, યાદ કર, નાસીર, માહરા નાજુક જીગરને યાદ કર, મારી હુરમ-

તને યાદ કર, માહરી ઇસમતને યાદ કર, ઓ, મેં તુને ત્હારા પ્યારને ખાતીર મારી દામનબી આપી દીધી, અને તું જાણેછ કે માહારી છાતીમાં ત્હારો એક હીસ્સો વસેછ—જે નવ મહીનાની ટુંક મુદતમાં તો નાસીર—ઉદ—દઉલાના બચ્ચાં દાખલ દુન્યાની નઝરોમાં ઝાહેર થવોજ જોઇએ."

"કંઇ નહીં" નાસીર ઝડપથી બોલ્યો "આરામ બાગમાં જતાંને વાર તું મ્હારીપર કાગલ મોકલજે. ત્હારા કોઇ વીશવાસુ આદમીને તે કામ સોંપજે કે કાગલ બરોબર પહોંચાડે."

"કાગલ ?" માહતાબ નાઉમીદ બનીને બડબડી "તું મને એક મહીનામાં નહીં પરણુશે ?"

"પરણુશ, વ્હાલી, પરણુશ" નાસીરે કહયું, "તું જરાકબી ફીકર ના કર, શાંતી થઈ કે મહીનોબી નહીં લાગશે તેટલાં આપણી શાદી થશે. તુને તો હું આખી દુન્યાને વાસ્તેબી નહી જતી મુકું."

"નાસીર" માહાતાબ તેવાજ ગલગલા આવાઝે પાછી બોલી "નાસીર હું વધારે વાર હવે મારા પીદરથી માહરી હાલત છુપાવી શકીશ નહીં—તું શાદીની જલદીથીજ ગોઠવણ કરજે, વ્હાલા જાન."

"હવે તું જા." નાસીર એકદમ બોલ્યો "ચાલ હું તુને દરવાઝાની બહાર વેર છોડી આઉં."

સાથે સાથે ચાલતાં તેઓ દરવાઝાની બહાર ગયા, અને ઘોડાપર સ્વાર થતી વખતે એક બગલગીરી કરતાં ભારી દીલે માહાતાબ નાસીરથી છુટી પડી; અને પાછી ઝુંપડી તરફ ઘોડો કુદાવી ગઇ.

મધરાત પછી તેનો પીદર આવ્યો અને બીજે દીવસે ઉપડી જવાની સઘળી તૈયારીઓ તે બાપ–દીકરીએ કરવા માંડી. તે લોકને લેવાનું ઘણુંજ થોડું હતું: થોડાંક હતીયાર, થોડુંક ઝમીનમાં ગાળેલું નાણું, થોડુંક ખાવાનું, અને થોડીક પોષાકી—બાકી કંઈજ નહી.

બીજે દીવસે તે બાપ–દીકરી પોતાના નવા મકાનમાં રહેવા માટે ગયાં.

એક અઠવાડયું તે પછી પસાર થયું, અને નવમે દીવસે ઘણીજ છુપી રીતે કોઇ આદમીએ આવીને માહાતાબ બાગમાં જયાં બેઠેલી હતી ત્યાં એક કાગલ તેના હાથમાં સેરવી દીધું, અને જાણે ચોર હોય તે મીસાલ ભરાતો છુપાતો તે ત્યાંથી ગુમ–ગાયબ થઇ ગયો. માહાતાબે તે કાગલ વાંચ્યું જે ટુકું હતું, અને જેટલા ઉલટથી તેને નીચેની સહી પેહેલાં જોઇને તે રૂકકો ઝડપથી વાંચ્યો, તેટલીજ ઉલટ તેનામાં વાંચી રહેતાં રહી નહી બલકે તેના

હાથ પગ ધીલા થઇ ગયા, તે બેશુદ્ધ થઇને બાંકપરથી ઝમીનપર તુટી પડી, અને તે સખ્ત રૂકકો જેને આટલી બધી અસર તે નાઝુક સુંદરીપર કરી હતી તે તેના કોમાલગા હાથમાંથી સરીને હેઠે પડયો.

માહાતાબ જ્યારે બેહોશીમાંથી બીદાર થઇ ત્યારે ફાટફાટ થતે ડોળે તેણે આજુબાજુ જોયું તો તેનો પીદર તે નાતરસ રૂકકા સાથે ત્યાં ઉભેલો હતો, અને તે પોતાને એક મખમલી બીછાનાપર સુવાડેલી જાણી ચુકી હતી.

"છોકરી" તે બુઢ્ઢા બાપે કહયું "તુને ઠપકો આપવો ફોકટનો છે. તું ગભરા ના—તેં ત્હારી દામન એક એવા મોગલ બદમાશને સપુર્દ કીધી કે જેણે આજે ત્હારીપર મહેરબાનીની એક નઝરબી નાખી નથી, મગર તેણે ગોયા તારી હસી અને મશકરી કીધી છે."

"એ શું લખેછ, પીદર ? મને જરા પાછું વાંચી સંભલાવો, મને બેહોશી પછી તે વાત બરોબર યાદ રહી નથી," માહતાબે લાંબો હાથ કરતાં કહયું "ત્હમે જરા વાંચો યા મને જરા વાંચવા આપો."

"હુંજ વાંચુંછ, છોકરી" તે બાપે કહયું "એ નાકદર અક્કલમંદ બેવકુફ કમીનો લખેછ 'માહાતાબ, હું જાણુંછ કે મ્હારેથી ત્હારી છાતીમાં એક બાળક બરપા થયલું છે અને ચંદ વખ્તમાં તું એક માદર થશે-મગર મહને ભારી દીલે લખવું પડેછ કે શાહ અકબરની અંગત ફોજના અફસર તરીકે માહરી ગઇ કાલથી બદલી થયલી હોવાથી મને બહુ લાંબે ઉપડી જવું પડશે અને હવે આપણે એકબીજાને હાલમાં મલી શકનાર નથી. હું આશા રાખુંછ કે તુંને ત્હારો બાપ ત્હારી તકસીર માફ કરશે—લી. મોગલ અફસર.'

"બેવફા, દગલબાઝ, કમીનો," તે બાપ તે રૂકકો ચુંઠી નાંખતાં નાંખતાં પુકારી ઉઠયો "ઓ-એ જેમી હોય તે જો મહને મળે તો તેની ગરદન પકડીને હું તેમાં મહારા દાંત ખોસી દઉં, અને નોંચી નોંચીને તેનું તમામ લહુ પી જાઉં."

"ઓ નહિ, એમ ના બોલો" બાપના મોઢાંપર હાથ મુકીને તે છોકરી ફરીયાદ ઉઠાવતી બોલી "તે બીચારો અફસર છે, મગર તેબી શું કરે ? હાલમાં શાહનશાહતનો મામલોબી ગંભીર છે."

"એનું નામ શું ?" તે બાપે ગડગડાટ કરયો.

"નાસીર."

"અકબરની એકેએક જુદી જુદી ફોજના અફસરોના નામ હું જાણું છ, મગર નાસીર તો કોઇનું નામ નથી. મબાદા તે કોઇ હલકો સીપાહ હશે"

"ઓ પીદર, હું શું જાણું જે દુનયા એટલી બધી દગાબાઝ છે!" માહાતાબ ઝાર ઝાર રડતા બોલી.

"દીકરી, દુનયા દગાબાઝ નથી, મગર દુનયામાં વસનારા તેને દગાબાઝ બનાવેછ."

* * *

વખત પસાર થતો ગયો.

બે વર્ષની મુદ્દત વીટી ગઇ. સવા વરસના બેટાને લઇને માહાતાબ જ્યારેબી એકેલી બેસતી ત્યારે નવધાર આંસુઓ તેની આંખોમાંથી વહી જતાં. કદીબી તે સુંદરીએ આ બાળકના બાપ તે તેના આશકનો ચેહેરો પાછો જોયોજ નહતો, તેના તરફથી એક કાલો હરફબી વાંચયો કે મેલવ્યો નહતો. તે દીવસે દીવસે નખાતી, ગલાતી, ને પીલાતી જતી હતી.

ગમના દરદે તે એકવારની બુલબુલને ગોયા ખાર બનાવી દીધી હતી, અને તે તેજ હાલતમાં હજીબી પોતાના બાળકના બાપને જોવાની આરઝુ રાખતી આશાપર ને આશાપર દીવસોપર દીવસો કાહાડતી હતી, અને તેજ આશામાં બીજા બે વરસબી પસાર થઈ ગયા, જ્યારે ન્હાનો ખુશરો ત્રણ વરસ પસાર કરીને ચોથા વરસની ઉમરમાં દાખલ થયલો મમાવાની બંદુક અને તલવાર તરફ ધ્યાન આપી રમવા તઇયાર થતો હતો.

હવે તો અસલી ધડકધુજારો નહીંજ હતો—રાજ્યમાં બધે શાંતી હતી, શાહ અકબરના ઇનસાફી કામથી પ્રજા બધી ખુશી હતી, અને મેવાડવા-ડવાલો રાણોબી અકબરનો મોટો મીત્ર થઈ પડયો હતો. માહાતાબના બાપનો ગુસ્સોબી મોગલોપરથી કમી થઇ ગયો હતો—અને સઘલે શાંતી ને શાંતીનુંજ રાજ્ય હતું.

એવામાં હીંદુસ્થાનના અધો ભાગમાં ખુશાલી વ્યાપી રહી, કેમજે શાહ અકબર બધા મીત્રરાજ્યોના મુલુકમાંથી પોતાના તમામ રસાલા અને લશ્કર સાથે પસાર થઇને ચીટોડ અને ઉદેપુરના રાણાઓની પહરેણુગાત ચાખવા જનાર હતો—ઝનાના સીવાય તમામ દરબારીઓ અને રીસાલેદાર તથા બંદોબસ્તને માટે શહેરમાં રાખેલી ફોજો સીવાય બીજા ખાસ લશ્કર સાથે આખા રસાલાને લઇ ઘણાજ દબદબાથી અકબરને ફરી ફરીને મીત્રરાજ્યોને અને તેમની રૈયનને પોતાનો મોભો ને ભપકો બતાવતાં પસાર થવાનું હતું.

" છોકરી, " માહાતાબનો બાપ તેની આગળ આવીને બોલ્યો "ત્હારો દગાબાઝ આશક હું ધારૂંછ કે આજે આએ રસ્તેથી શાહ અકબરના રસાલા સાથે પસાર થશે–તું તેને જોઈ લે અને મ્હને બતાવજે.

" હું બતાવશ, પણ ત્હમુને મારી મુએલી માદરના કસમ છે વ્હાલા પીદર–કે તેનો એક બાલબી વાંકો નહીં થાય, રસાલો ખલાસ થયા પછી તમે ગમે તો તેને શોધીને પતાવજો–સમજાવજો, પણ તેને ઇજા થવા ન દેતા. "

પોતાની છોકરીનું તે આશક વાસ્તેનું આટલું બધું દીલ જોઇને તે વૃદ્ધ બાપની આંખમાં આંસુના ટીપાં ભરાઇ આવ્યાં. તે હવે ખામોશી અખત્યાર કરી ગયો, અને થોડા વખત પછી જેમ આખું મેવાડ બારીએ ઉભું થઇ રહ્યું તેમ તેઓબી ' આરામ બાગ ' ની બારી આગલ જઇને તે દબદબા ભરેલા બાદશાહી સરઘસને આવતું જોવા ઉભાં.

તે બાપ–દીકરી આજુબાજુ ઉભેલાં હતાં અને નાનો ખુરશેદ બારીની બેરપર ચઢીને વચમાં ઉભેલો હતો. તેણે મા અને મમાવાના હાથો પોતાનાં અકેક હાથે પકડયા હતા. આખરે તે બાદશાહી સરઘસ તેઓના મોહલ્લામાં દાખલ થયું, પહેલાં તો અફસરોને મોટા મોટા સરદારોની પાયદલ ને ઘોડેસ્વાર ફોજની થોડીક ટુકડાઓ પસાર થઇ, અને આંખ ખેંચીને માહાતાબે તેઓ તરફ જોયું તો તેઓમાં તેનો વ્હાલો નાસીર હતોજ નહીં.

" હવે હાથીઓ શરૂ થયા છે અને હું ધારૂંછ કે નામવર શાહ અકબરની સવારી આવી લાગશે. " તે બાપે સ્હમજાવ્યું.

" કદાચ મ્હારો વ્હાલો નાસીર શાહના રસાલામાં હશે. " કાંઇ ખુશાલી મનમાં લાવતાં તે આશાવંત છોકરી બોલી.

મગર હવે ચુપકીદી ફ્યલાઇ, કારણ કે શાહ અકબરનો અતીષ્ય દબદબા ભરેલો દેખાવ દુરથી આવતો જણાયો. શાહ અકબરે ખરેજ પોતાના મોભાનો તરીકો જાલવતા આખા હીંદુસ્થાનનો દબદબો જાણે કરી નાંખેલો હતો, તેણે પોતાના જમણા હાથપર પોતાના વઝીરને લીધો હતો અને ડાહવા હાથ ઉપર તેનો બેટો સલીમ બાપની બોરહુમાં સ્વારી કરી ધીમે ધીમે ચાલતો હતો.

આખરે તેઓની બારી નીચે તે સ્વારી ધીમે ધીમે આવવા લાગી, અને જાણે કોઇ બોલાવતું હોય તેમ એકદમ માહાતાબ પાછી બોલી પડી " જો નાસીર શાહના રેસાલામાંજ જોડાયલો હશે તો આપણે તેને હમણાં જોઇશું. "

પણ તે શબ્દો હજી તે નાઝુક સુંદરીના મોંઢામાંથી બહાર નીકલી રહે તેટલાં એક ઝબરદસ્ત ચીખ પાડીને માહાતાબ ઝમીનપર તુટી પડી.

" ઓ પાક ખુદા છે શું ! માહાતાબ શું છે ? શું આખરે તેં તારા દગાબાઝ આશકને શોધી કહાડયો ?" તે પીદરે પુછયું.

" હા પીદર " દુ:ખથી કલવલ કલવલીને એક માણુસ બોલતું હોય તેમ બાપનો હાથ પકડીને લપેરા ખાતાં હડીને માહાતાબ બોલી " શાહ અકબરના ડાહવા હાથપર ચાલેછ એજ માહરો—માહરો નાસીર."

" શું એજ નાસીર છે ! " તે બાપે જાણે આસમાન ફાટીને તુટી પડયું હોય તેમ ગભરાઇને બુમ પાડી.

" હા, એજ—એજ !

" અરે એ તો શાહ અકબરનો શાહઝાદો સલીમ છે ! " તે બાપે દાંતમાં આંગલું કરડી પુકાર કર્યો.

* * * *

થોડાં બીજા વરસો પસાર થઇ ગયા.

અને આપણે શાહ અકબરના મરણુ પછી સલીમ ઉરફે જાંહાનગીરને અકબરના તખ્તો તાજપર જોઇએ છીએ, અને તેના મહેલમાં તેના બેટા શાહજેહાંનની સાથે એક છોકરાને રમતો જોઇએ છીએ. આ છોકરો તે કોઇજ નહીં પણુ માહાતાબનો બેટો ખુશરો છે.

કહેવાની જરૂર છે કે પોતાની બેટીના ખરા આશકને પીછાણુવા પછી માહાતાબના બાપે તેણીને અને ખુશરોને લઇ જઇને દુરદરાઝ મુકામ કરયો, અને શાહ અકબરના મરણુ પછી તે સલીમની દરબારમાં દાખલ થઇને સલીમની ખાનગી મૂલાકાત લેવાની પરવાનગી મેલવી શકયો.

સલીમે ઘણુીજ લાગણીથી ખુલાસો કીધો કે તેના બાપની ધાકને સબબે જો કે તુરત ને તુરત માહાતાબને તેની મહોરદાર દાખલ શાહ અકબર સામે રજુ કરવાની તેની હીમત ચાલી નહી હતી, મગર, વખ્ત જતાં શાહી ઝનાનખાનામાં આવવાનો પેહેલો હક માહાતાબનો હતો.

અને સલીમે પોતાનો બોલ પાળ્યો: " બેગમ માહતાબ " શાહી ઝનાનખાનામાં દાખલ થઇ, સલીમે માહાતાબના બાપને તેના મરણુ તુલીક મેહેલમાં રાખ્યો, ને તેનાં અચ્છી હીફાઝત કરાવી, અને માહાતાબથી થયલા પોતાના બેટા ખુશરોને ફકટ રાજ્યગાદીનાં હક્ક સીવાયના તમામ હક્ક બક્ષયા અને તેનાપર બહુ પ્રીતી રાખવા લાગ્યો. ( સમાપ્ત. )

# મુફલીસ મેહેરાં.

શેઠ ખાનદાનના માલેતુજાર કુટુંબનો હું એકપુરો વારસ હતો અને કુવારો હતો. પોતાનાં નામીચા ખાનદાનને જેબ આપે તેવી વહુ શોધવા માટે મ્હારા માયજી અને બાવાજી હરદમ આતુર હતા, અને મ્હનઆી શીખામણુ આપી આપીને એજ આપતા કે મ્હારે કોઇ લાયક ઘર શોધવું ને તે લોકની ઝઇફ ઉમરે આબરૂ અને ખાનદાનની કીરતી સદા કાયમ રાખવી.

મ્હારા બાવીસમાં વરસની ઉમરે મ્હારા બાવાએ પોતાના એક વિશ્વાસુ બુઢ્ઢા પારસી નોકર સાથે મ્હને હીંદુસ્થાનની મુસાફરી ફરીને દુન્યા જોઈ આવવાનો હુકમ આપ્યો, અને બી. એ. થઇને સારી કેલવણી લઈ ચુકેલો હું, દુન્યા જોવા ને જાણુવા બહાર પડયો.

કેટલીક ન્હાની મુસાફરી કર્યા પછી અમો રાવલપીંડી તરફ ગયા અને ત્યાં એક મકાન ભાડે લઇને રહયા. મ્હેરવાન મ્હને સારી રીતે રાંધી સીંધી આપતો હતો અને એ વફાદાર નોકર મ્હને પોતાના બચ્ચાંને ચાહે તેટલો બધો ચાહતો હતો.

હું રોઝ સહાંજના મ્હેરવાનને ઘરનું કામકાજ કરતો છોડીને બ્હાર ફરવા જતો, અને એવી રીતે ફરતાં એક સ્હાંજના મ્હને ઝરા મોડું થયું, પણુ ચાંદની રાત હોવાથી મ્હને તેમ ફરવામાં મજાહ લાગી અને હું ઘરે ઝરા રહીને જવાના ખ્યાલથી આગલ ને આગલ ફરતો ફરતો ચાલ્યાજ કીધો. ચાલતાં ચાલતાં મ્હારી નઝર એકાએક કોઇ ચલકતી ચીઝપર ગઇ અને તે જોઇ હું થોભી ગયો, મેં તેને ઊંચકી લીધી અને બરોબર તપાસીને જોઇ તો તે પોખરાજની એક વીંટી હતી.

વીંટીપરથી નઝર ફેરવતાં મેં મ્હારેથી પંદર કે વીસ કદમ આગલ કોઇ બે જણુાંને ઝમીનપર કંઇ શોધતાં જોયાં. હું ઝડપથી તેઓની આગલ ગયો, મેં જોયું તો એક વૃદ્ધ શખ્સ કોઇ બાનુ સાથે શોધ ચલાવતો હતો. હું છેક તેમની આગલ ગયો અને મેં મ્હારી થોડીક અજાયબી વચે તે મુલકમાં મ્હારી હમઝાતવાલાને જોયા. તેઓ બેઉ પારસી હતા અને તે બુઢ્ઢા પારસીની સાથે જે છોકરી હતી તે જાણે ચાંદને કોતરીને પેદા કરવામાં આવી હોય તેવી પરીયાં જેવી ખુબસુરત હતી.

" બાવાજી, આખરે ત્યારે એ વીટી ગુમજ થયલી લાગેછ, આપુને નહીંજ મળતી. " વાંસલીમાંથી આવાઝ નીકલે તેવાં મીઠાં સાદે તે છોકરીએ દીલગીરી ભરેલો ચેહેરો પોતાના બાપ ગમ ઉઠાવતાં કહ્યું.

" નહીજી, તે ગુમ થઇ નથી—મ્હને મલીછ. " મેં તુરતજ કહી દીધું.

તે બેઉ બાપ-દીકરીએ મ્હારો સાદ સાંભલીને પોતાના ચેહેરા મ્હારી તરફ ફેરવ્યા, અને તે બુઢ્ઢો બાપ બોલ્યો " ત્હમુને મલીછ ? "

" હાજી, મ્હને મલીછ—ને હું તે ત્હમુને આપવા સારૂ આવેલો છેઉ. " મેં ઝડપથી કહી દીધું.

" મ્હેરબાની " તે છોકરીએ હાથ લાંબો કરીને તે વીટી લેતાં કહ્યું " એ વીટી બીચારાં મ્હારા બેહેસ્તણુ માયજીએ યાદગારી દાખલ મ્હને આપેલી, એ ખોહવાઇ જતે તો મ્હને ઘણી દીલગીરી પેદા થતે. "

" માફ કરજો સાહેબ ત્હમારી તસ્દી માટે " તે બુઢ્ઢાએ મ્હને શેકહેન્ડ કરીને પછી જાણે વધુવાર ખોટી થવા નાખુશ હોય તેમ પોતાની બેટી તરફ ફરીને બોલ્યો " ચાલ મેહેરાં, હવે જતે. "

" સાહેબજી " એક મીઠ્ઠાં હસ્વાં સાથે મેહેરાંએ મ્હને સલામનું ડોકયું કીધું, અને તે બેઉ બાપ-દીકરી થોડા વખતમાં તો મ્હારી નઝરથી ગુમ થઇ ગયાં.

હું તો તેઓ નઝરથી દુર થયાં ત્યાં સુધી ત્યાંનો ત્યાંજ એક પત્થરનાં પુટલાંની માફક ઉભોજ રહયો ! આહહા ! મેં મ્હારી આખી બાવીસ વરસની ઉમરમાં આ શું જોયું હતું ? ઓ પાક ખુદા ! મેહેરાં કોઇ માંસ ને હાડકાંનું બનેલું આદમી હતું યા સુફેદ સંગેમરગરની પુટલી હતી યા ખુદ બખુદ બીહીસ્તની એક હુરી ને પરીજ હતી !—મેં મ્હારી આંખ ખુબ ઝોરથી ચોલી, કે કદાચ હું ઠગાઇને એક સ્વપનો જોતો હોઉ, પણ નહીં તે એક ખરીજ બીના બની ગઇ હતી, મ્હને પોખરાજની વીટી રસ્તાપરથી મલી હતી અને તે વીટીની માલેકને મેં મ્હારી જીવતી જાગતી નઝરોએ જોઇ હતી જે ચાંદના પ્રકાશમાં એક પરી સમાન ચલકી ગઇ હતી !

હું એક છાકટા માણુમની અદાથી ઘરે ગયો, મ્હેરવાને મ્હારી આગલ ખાવાનું મુકયું તેબી મેં પુરૂં ખાધું નહીં, ને ઝડપથી જઇને હું મ્હારા બીછાનામાં પડયો. મ્હને જેમ તે રાતના ભુખ નહીં હતી તેમ ઉંઘબી નહીંજ હતી, અને આખી રાત મ્હારી સામે તે ખુબસુરત આકાર આવીને જાણે ઉભો રહેતો અને હું બડબડતો " ઓ મેહેરાં. "

બીજે દીવસે સહવારે હું સકકાલેથી ઉઠયો ને પેલાજ રસ્તા તરફ ચાલ્યો. મ્હેરવાને મ્હને સહવારના પહોરમાં ચા પાધા વગર બહાર જવા ના કહ્યું તોબી હું બહાનું કાઢીને ફરવાનું દીલ થયાને મસે બહાર નીકલીજ પડયો. અફસોસ, મેં કેવી ગંભીર ભુલ કીધી હતી: મેં તેઓનું આખું નામ કે ઠેકાણુંબી પુછી લીધું નહીં અને તેઓ કયા રસ્તાપર ગયાં તેબી મેં તેમની પાછલ પાછલ જઇને જોઇ લીધું નહીં. ફકટ હું એક મેહેરાં નામ જાણી શકયો હતો, અને મેહેરામાં ને મેહેરાંમાં હું ગઇ કાલનો દીવાનો બની ગયો હતો!

ચાર આખા પાહાડ જેવા દીવસો પસાર થઇ ગયા, જે અરસામાં એક કલાકબી મેહેરાં મ્હારા મનમાંથી ખસી ગઇ નહીં. ઉઠતાં ને બેસતાં, ખાતા ને પીતાં બસ મેહેરાંજ મહારા દીલમાં હતી, અને ઉંઘમાંબી જે ખ્યાલ મ્હને જતો યા સ્વપનો મ્હને આવતો તો મેહેરાંનાં પ્યારા દીદારનો જ આવતો. મેહેરવાન મ્હારી બેચયનીનો સબબ પુછતો, પણ હું તેને આડાતીડા ઉડાવનારા જવાબો આપતો અને મ્હારા દીલમાં શું દરદ ઉભાઇ જતું હતું તેનો એક સનસારોબી મેં તેને જવા દીધો નહીં-અરે, હું બી. એ. થયો હતો; પણ હું એવું કદીબી નહીં જાણવા પામ્યો હતો કે પ્યારનું દરદ એટલું બધું કફોડું હોય છે!

પાંચમા દીવસની સહવારે એકાએક મહને એક ખ્યાલ આવ્યો. પીંડીમાં પારસીઓની વસ્તી તો જાજી નહીંજ હોવી જોઇએ એટલે મહને પારસીઓનાં ઘરબાર વીગેરેની માહીતી મેલવતાં ઘણા દીવસ તવલવું પડે તેમ નહીં હતુ—તોબા મહને લાગ્યું કે મેહેરાંના ખાલી નામથીજ મહેરાં મહને કેમ મલવાની હતી? છતાં, મેં હીમત કીધી અને શોધખોલ ચલાવવા હું મંડયો.

મહારી મહેનત સફલ થઇ, બઝાર તરફના એક રસ્તાપર પરચુટણ સામાનની દુકાનમાં મેં મેહેરાંના તે બુઢ્ઢા બાપને બેઠેલો જોયો જે ઘરાકોને સામાન તોલી આપતો હતો. હું જેવો જઇને દુકાન આગલ ઉભો કે તેણે મહને સાહેબજી કરીને દુકાનમાં બોલાવ્યો, અને જણાવ્યું કે મેહેરાં જે હંમેશા દુકાનથી અલાહેદી બાજુના ઓરડામાં રેહેતી તે ખાણું પકાવવાના કામમાં હાલ રોકાએલી હતી, અને તેણે મ્હને તે અલાહેદો ઓરડો બતાવતાં કહ્યું "અંદર બેસોજી, ચાએ નાસતો કંઇ લેઓજી, હું આએ એક ઘરાકને આપીને ઓય આયો."

મહને તો જેવું જોઇતુ હતું તેવુંજ મળ્યું, અને ખુદાથી અલગ મહારે મહારૂં દીલ મેહેરાં આગલ કહી દેવાનું હતું અને તેથી હું ઉતાવલે કદમે અંદરના ઓરડામાં ગયો.

મેહેરાં એક સઘડી ઉપર કંઇ પકાવતી હતી, અને અંદર આવવાના કોઇનાં પગલાં સાંભલીને તે ઝરા ચોંકી, ને તેણે પાછલ ફરીને જોયું. જેવું તેણે મહારી ગમ જોયું કે તુરતજ તેના ચહેરાપર એક ખુશનુમાં ફેરફાર થઇ ગયો, અને તે ઘણાજ મીઠાસથી બોલી " આવોજી- "

" આયાછ " મેં જાણે કેટલાક વરસોની દોસ્તી હોય યા ઘરવટ જેવું હોય તેમ જતાંને વાર ખુરસીપર બેસતાં કહ્યું "આએ તહમારા વીચાર વીચારે ઘેલા થઇ જવાને સબબે તહમુને શોધતા ને તહમુને જોતા અહીંજ આયાછ."

"તહમારાં પગલાં કાંહાં અમારાં ગરીબને ઘેર" મેહેરાં જરા શરમાઇને બોલી "તહમારો તો અમારી ઉપર કેવો મોટો ઉપકાર છે."

"બહુ બહુ મોટો ઉપકાર, બહુ" મેં ચેષ્ટાની ઢબે કહ્યું "તહમારી પોતાની વીટી શોધી આપી તેમાં મેં મુએલો વાઘ માર્યો, કેમ ?"

"નહીંજી" મેહેરાં શરમાઇનેજ બોલ્યા કીધી "પણ એ વીટી અમો ગરીબની એકની એક પુરી મતા હતી, અમો ગરીબને મન તો એવી એક વીટી ખોહવાયલી મેલવવી તે વાઘ મારવા જેવુંજ થયું."

ખરેજ ! મેં આજુબાજુ નઝર નાંખીને જોયું તો તે કંગાલ ઘરમાં સારૂં જેવું એકબી ફરનીચર નહીં હતું ! ગરીબ-ગરીબ ને ગરીબ તે કંગાલ ઘર હતું જેમાં મહારા મનની મુરતી મેહેરાં વસતી હતી.

મુફલીસ મેહેરાં, તે સાચુંજ કેહેતી હતી. ગરીબોને મન પોખરાજની એક વીટી ખોહવાયલી પાછી મેલવવી એ તવંગરના મનમાંના એક વાઘનો શીકાર કર્યા બરૌબરની વાત હતી. "મુઇ હું" મેહેરાં બોલી "તે સહાંજના તહમારૂં નામ પુછીને બાવા પાસે તહમારીપર એક ઉપકારપત્ર મોકલતાંબી હું ભુલીજ ગઈ, પણ શું કરૂં ? મહને તહમારૂં નામ ખબર હોય તો કેની ?—જી, આજે મહને પુછવાની રજા છે કે તહમારૂં નામ શું ?"

એકાએક મહારા મનમાં વીચારોના વમલો ઉઠલાઈ ગયા, અરે જો હુ મહારૂં ખરૂં નામ આપું તો કેમ ? અને જો ખોટું નામ આપું તો કેમ? તોબી મેં હાલમાં તરત ને બરત તો મહારૂં ખરૂં નામ રૂસી શેઠ ખાનદાન આપવાને બદલે તાબરતોબ અડાવી દીધું, "જી, મહારૂં નામ નવરોજી પે-

સતનજી મોદી, મહારા બાવા મધ્યમ સ્થીતીના એક વેપારી છે ને હું અહીં કોઈ નવા વેપારની શોધમાં મુંબઈથી આયોછ."

તેટલાં મેહેરાંનો બાપ ત્યાં આવી લાગ્યો, અમો તે પછી વાતે વળગ્યા, અને અરધોક કલાક પછી હું નાસ્તો ખાઇને ત્યાંથી નીકલ્યો.

તે પછી હરરોઝ હું મેહેરાંના બાપની દુકાન તરફ જતો અને હું ને મેહેરાં ઘણીવાર એકલાં વાતે વલગતાં. મેહેરાંબી મહને ચાહતાં શીખી હતી અને પોતાના કરતાં મધયમ સ્થીતીના એક આબરૂદાર જવાનને ત્યાં પોતાની દીકરી ઠેકાણે પડે તે ખ્યાલથી મેહેરાંના બાવા જમશેદજીએ અમારી વાતચીતો થવા દાધી—અને અમો સઘલાં એક સારે દીવસે અદરાવાની કીયા કરવાની વાત કરી છુટા પડયાં.

અદરાવાની વાત તો મેં કીધી, પણ ઘરે જતાંજ મને કંઈ સેંહકડો વીચાર આવ્યા. અરે, મ્હારાં માયબાપ જો મ્હારી આએ વાત જાણે તો તેઓ મને કેટલો બધો ધીક્કારી કાઢે, તેઓ તો મ્હને દર શીખામણે એજ કહે કે આબરૂદાર સાથે તવંગરીના નામને જેબ આપે તેવીજ છોકરી મ્હારે પરણવી. વારૂ, મેં મ્હારા મન સાથ વીચાર્યું કે મેહેરાં આબરૂદાર તો હતી, પણ મ્હારા માબાપની તવંગરીને જેબ આપે તેવી અમારીજ સ્થીતીની તવંગર તો નહીંજ હતી, તેથી મ્હને મ્હારા દીલમાં દેહેશત લાગવા માંડી.

રાબેતા મુજબ હું એક દીવસે મેહેરાંને મલવા ગયો તો દુકાનપર મેહેરાંનો બાપ હતો નહીં, તથા ત્યાં ગડબડ સડબડ થઈ રહી હતી અને અંદરથી કોઇ બાનુનો રડવાનો સાદ આવતો હતો.

હું એકદમ અંદર ગયો, બલકે ધસ્યો, અને મેં જોયું તો મેહેરાં બેઉ હાથોમાં માથું મુકી દઇને ધસાધસ રડતી હતી. મેં જતાંને વાર પુછ્યું "મેહેરાં, વ્હાલી મેહેરાં, શું છે ?"

"ઓ તમે આયા કે વ્હાલા નવલ" તે જાણે શું એક ફીરેસ્તો મહારામાં તેને મલ્યો હોય તેમ કુદકો મારી ઉઠીને મહારા ખભાં ઉપર એક હાથ મુકીને બોલી "નવલ-નવલ, મહારા બાવાને લઇ ગીઆછ ! ઓ મહારા ગરીબ બાવાજી, તેવણે મહને કદીબી એખલી છોડેલી નહીં ને આજે તે લોક જબરદસ્તીથી મહારા બુઢ્ઢા બાવાને લઈ ગીઆછ."

"કોણ લઇ ગીઆ ?" મેં ગભરાતમાં પુછ્યું.

"સરકારી માણુસો, બેલીફ." મેહેરાં ઘણા દુખથી બોલી "ઓ મહારા બાવા, તમુને કોણ છોડવી લાવશે ?" અને એમ બોલતાંજ તે છોકરી ફેર

આવી ગયા હોય તેમ ચક્કર ખાઇને પડવા લાગી જે જોઇને મેં હાથ લાંબો કીધો, ને તે મહારા બેઉ હાથમાં પડતાં સમેત ડચકાં ખાઇને ધસાધસ પાછી રડી પડી.

ઓ મુફલીસી ! શું ત્યારે એટલી બધી હદ સુધી મેહેરાંના બાપનું ઘર તેણે જકડી લીધું હતું ?

મહારૂં માથુંબી ફરવા લાગ્યું, હવે ! અરેરે, મેં કેવું ચાહ્યું કે અગર મહારા બાવાજીએ મેહેરવાનને બદલે મહારા હાથમાં પૈસાનો ચાર્જ આપ્યો હતે તો હું આજે મેહેરાંના બાપનું કરજ ફીટાડીને તેને તુરતજ છોડવી લાવતે–પણ મહારી હાલત તેવી નહીં હતી, તોબી મેં હીમત કરીને મેહે-રાંને પુછ્યું "કેટલી કરજદારીને લીધે બાવાને માંગનાર પકડી ગયોછ?"

"એક હજાર ને સાત રૂપીઆ." મેહેરાં જેમ તેમ ડચકાં વચેથી બોલી.

"એક હજાર ને સાત રૂપીઆ !" હું મનમાં બોલ્યો. ફકટ મહારી પાસે તો સો રૂપીઆબી નહી હતા, અને મહીનો પુરો થવાને વખ્ત હતો, મેહેરવાન પાસેબી હીસાબના બાકીના ત્રણસો કે સાડીત્રણસો સીવાય વધારે કંઈજ નહીં હતું અને બાવા તરફથી ખરચી તો દર પેહેલી તારીખે મલતી હતી ! હવે ? તુરત મહારા મનમાં એક બીજો વીચાર આવ્યો, હા, જો મેહેરવાન કંઈ સહમજે ને બાવા પાસેથી અગત્યનું કામ છે કરીને તારથી રૂપીઆ એક હઝાર મંગાવે તો તે પાનને ચુનો લગાડવા જેવું કામ હતું–પણ મહારા લખવા ઉપર તો બાવા એક અરધીબી મોકલે નહીં, કેમજે તે તો મુસાફરી અગાઉની એક પાક્કી ગોઠવણુજ હતી.

મેં મેહેરાંને ધીરજ ધરવા કહ્યું, ને તુરતજ ત્યાંથી ગાડી કરીને સાહુકારી જેલમાં મેહેરાંના બાપને મલવા ગયો. તે બુઢ્ઢો શખ્સ ત્યાં બેસીને એક ન્હાના બચ્ચાંની અદાએ રડતો હતો. મેં આગલ જઇને ધીરજ આપી "જ-મશેદજી, ફીકર ના કરો, ના રડો, હું પૈસા ભરી દેવશ, ને તહમુને છોડવી જવશ. ફકટ એક દીવસની ધીરજ રાખો, પરમ દીવસે તો ઘણું કરીને હું તહમુને છોડવી જવશ."

છાતીપરથી પત્થરો ઉંચકાઇ ગયો હોય તેમ એક નીસાસો ખેંચીને જમશેદજીએ કહ્યું "દીકરા નવલ, તું એક ફીરેસ્તોજ અમારી મદદે આવશે. જા, બેટા, તું જઇને આએ જાતનો દીલાસો મેહેરાંને આપ કે તે બીચારી શાંત થાએ. મહારૂ ગુલાબ જેવું બચ્ચું ! ઓ, તે કેવું રડતું ને અફસોસ-નો દમ ભરતું હોસે !"

જમશેદજીને સહમજાવીને હું ત્યાંથી પાછો મેહેરાં આગલ ગયો, મેં મેહેરાંને સ્હમજાવ્યું કે તેણે બીલકુલજ હીમત હારવી નહીં કારણ કે બે દીવસની અંદર તો હું તેના બાપની કર્જદારી ભરપાઈ કરી દઇને તેના બાપને છુટો કરી લાવનાર હતો અને તે પછી મુંબઈ લઇ જઇને તેને એક મજાનો વેપાર સોંપનાર હતો. મેં તેમ ધીરજ આપતાં મહારી વ્હાલી મેહેરાંનું માથું પસવાર્યું અને તે ખુબસુરત જીવતી મુરતી મ્હારા ખભાંપર માથું મુકીને મહારી પાસેની કુરસીપર બેસી ગઈ.

૨.

સાત મહીના તે વાતને થઈ ગયા !

મેહેરાંને હું અદરાવાનો હતો અને તેના બાપને છોડવનાર હતો અને અમો ભવીષ્યમાં ધણી-ધણીઆણી થવાનાં હતાં એ ખ્યાલથી તે નીતીમાન છોકરીએ મહારી વાત ઉપર ભરૂસો મુકીને છેલ્લી મુલાકાત વખતે મહને કીસ લીધી અને અમો કેટલીક વાતચીત પછી છુટાં પડયાં બાદ બીજે દીવસથી તો હું મેહેરાંને મલી શક્યોજ નહીં !

કારણ કે મેહેરવાને મને એક અરધીઆ આપવા ના કેહેવા ઉપરાંત બાવાજી ઉપર તાર કરીને પૈસા મંગાવવાની સાફ નાજ કહયું, અને બાવાજીના ભેજાં ફાટેલ સ્વભાવના સપાટામાં તે આવી નહીં જાય કરીને તેણે એક લખાણ તારથી બાવા પર લખી જણાવ્યું કે હું તેની વીરૂધ જઇને તથા માયબાપની દરકાર કર્યા વગર એક મુફલીસ છોકરી પર પ્યાર રાખતો હતો. બાવાજીએ તો તાબરતોબ અરજન્ટ તાર કરીને મહને ને મેહેરવાનને તુરતજ મુંબઈ બોલાવી લીધા !

મેહેરાંને મલવા વગર મહને મુંબઈ આવવાનું થયું, બાવાજીએ મહને સખત તાકીદ આપી કે મહારે કોઇબી જાતની હીલચાલ તે છોકરીને મલવા યા તેની ઉપર કાગજ લખવાની કરવી નહીં અને તે ઉપરાંત મહારીપર સખત જાબ્તો રાખવામાં આવ્યો. મહારા બાવાએ કહયું કે અગર જો એક કાગળબી મહારૂ તે છોકરીપર જતું પકડાઈ આવશે તો કસમ ખુદા પાકના કે તેવણ મહને પોતાના વારસામાંથી રદ બાતલ કરી નાંખશે !

હું આ ચેતવણી પછી ચોંકયો, મેં મેહેરાં કે મેહેરાંના બાપ વીશેનું બધુંજ ભૂલી જવાનું કીધું, અને તે પછી મેહેરાં સાથની છેલ્લી મુલાકાતને આજે સાત મહીના પસાર થઇ ગયા !

એક સહવારે હું મહારા ઓરડામાં બેસીને ન્યુસપેપર વાંચતો હતો

તો તેમાંની એક ટુંકી જાહેર ખબર જોઇને હું ચોંક્યો, તે જાહેર ખબર મ્હારા મમ્માએ છપાવેલી હતી અને તેઓ તે જાહેર ખબરથી એક લેડી કમપેન્યન માંગતાં હતાં જે આખો વખત બેસીને તેવણુ આગળ વાતો કરે, મ્યુઝીક વજાડે, યાતો ન્યુસપેપરો ને ચોપાન્યાંઓ વાંચે.

સાડા અગીઆરનો શુમાર થયલો હશે ને તેટલાં પાસેના દીવાનખાનામાંથી કોઈ બે જણુનો સાદ આવતો મ્હને સંભલાયો.

"પણુ મેહેરબાનુ, હું તહમુને એક બારગી મ્હારી પાસે નોકરીએ રાખુંબી, તોબી તહમારે પોતાને વીચાર કરવાનો છે કે તહમારી નાઝુક હાલત છે અને તહમો કામ કરવાને લાયક નથી." મ્હારા માયજીનો સાદ આવ્યો.

"બાઇજી, મ્હને ગરીબને તહમારા ઉંબર ઉપરથી પાછી ના મોકલો. હું બહારગામથી આવેલી એક ઘણીજ નીરાધાર, માબાપના સાહયા વગરની, એકસ, કંગાલ છોકરી છેઉં, મ્હારૂં આએ દુન્યાપર કોઇજ નથી, હું જેમ તેમ મ્હારી પાસેનાં થોડાક પૈસાથી અહીં મુંબઇ વેર આવીછ કે એવા મોટા શેહેરમાં આપણા ઘણા ભલા હમજાત તરફથી જરૂર મદદ મલશેજ. મ્હારી પાસે હવે પૈસાબી એટલા પુરતા નથી કે પેટનો ખાડો બી પુરી શકું. મ્હારી નાઝુક હાલત છે તો કંઇ નહીં, હું તહમારી પાસે તહમારી કમપેન્યન તરીકે રેહેવસ તો મ્હને કંઈ ઘણી મેહેનત પડવાની નથીજી—હું તહમારી પાસે માંગી લેઉંછ બાઇજી કે મ્હારા જેવી એક ગરીબ મુફલીસ હમજાતને તહમારા તાલેવંત ઉંબર ઉપરથી પાછી ના કાહાડો."

અરે, એ કોણુનો સાદ? મ્હને તે સાદ ઓલખીતો લાગતો હતો!—મેં હવે મ્હારા કાન વધારે તેઝ કીધા, ને મ્હારાં માયજી તથા તે કોઇ નોકરીએ રેહેવા આવેલી પારસી છોકરી વચ્ચેની વાત ધ્યાનથી સાંભલવા મેં ઇચ્છયું.

"પણુ મેહેરબાનુ, તહમારા કેહેવા મુજબ તહમુને હમણાં લગભગ સાતમો ચાલેછ અને આઠમા મહીનાની ભરતીમાં છેઓ તો શું એક મહીનો મ્હારે ત્યાં નોકરી કરીને પછી તહમે અહીંથી ચાલી જશો?" મ્હારા માયજીનો સાદ આવ્યો.

"હા બાઇજી, તહમે રાખશો તો હું હંમેશા તહમારે તાંહાંજ રેહેવસ" તે છોકરીનો સાદ આવ્યો "નવમાં મહીના પછી હું કામા ઓરપીતલમાં જવશ, ત્યાં હમેલથી છુટા પછી મુદતે તહમારી આગલ પાછી આવશ."

"પણ તહમે તે બચ્ચું લઇને આવશો કે? અહીંઆં તહમે મહારી નોકરી કરશો કે તહમારાં બચ્ચાંની? તહમારા બચ્ચાંની અબજાર અહીં કોણ કરશે?"

"નહીં–નહીં, મહારાં બચ્ચાંની એક જરાકબી અડચણ હું તહમુને થવા દેવાની નથી. હું મહારાં બચ્ચાંને અહીંઆં નહીં લાવસ. હું મહારાં બચ્ચાંને માબાપ વગરના બચ્ચાંઓની ઓરપીતલમાં મુકી આવશ." અને અહીં મેં પ્રગટ સાંભળ્યું કે એક નાઝુક છાતીમાંથી ડચકાંનો સાદ નીકળતો હતો.

"નહીં, એવું એક પાપ થવા હું નહીં દેવશ." મહારા માયજીનો સાદ આવ્યો.

"ઓ નવજબઇ શેઠ ખાનદાન, ઓ મેહેરબાન બાઇજી, તમે તમારી જ હમજાતની એક નીરાધાર એકસ મુફલીસ છોકરી તરફ તહમારી દયાની નજર નાંખો,—ઓ હું એક દુન્યાપરની સીતમ ખમેલી છોકરી છેઉં જેણે આંઠ મહીનાની વાત ઉપર તો દુન્યાનું દુખ શું છે તે કદીબી જાણેલું નહીં." રડતાં રડતાં તે આવાઝ નીકલ્યો.

"ત્યારે શું તમારો ધણી આંઠ મહીનાપર ગુજરી ગીઓ?" મહારા માયજીનો સાદ આવ્યો.

પણ આએ વાકય સાંભળતાંજ મેં સાંભલ્યું કે મોટેથી રડવાનો સાદ આવ્યો, અને દુખના ડચકાં સાથે ગળગળો આવાઝ નીકલ્યો "ઓ નહી–નહી, એમ ના બોલો બાઇજી, એમ ના બોલો. મહારા ધણી મરી ગીઆ નથી."

"તો તેનું શું થયું?" મહારા માયજીએ સવાલ કીધો.

"કેઠે ચાલી ગીઆછ, ને આજ સુધી પત્તો નથી કે તેઓ કાંહાં ગીઆછ?"

"ગરીબ બીચારી." મેં પેહલીજવાર મારા માયજીનો તે છોકરી તરફનો દયાનો સાદ સાંભલ્યો "કંઈ નહીં, છોકરી, જા, હું તુનેજ નોકરીએ રાખુંછ–જા ધરમશાળામાંથી તહારી પેટી જે હોય તે લઇને કાલથી અહીંઆં આવ, તું બીચારી આવી નાજુક હાલતમાં એક છોકરી જાત આવા મુંબઈ શેહેરમાં કાંહાં રખરસે?"

"તમારી હજારો હજાર મેહેરબાની" એમ બોલ્યા બાદ મેં સાંભલ્યું તો કોઇના પગલાં વાગ્યાં.–મેં મહારા બારણાની ફાટમાંથી ચીમ.ઇને તે

ચાલી જતા આકાર તરફ જોયું, તો ઓ ! કોઇએ માહરા માથાપર સલી-
ઓ મારી દીધો હોય તેમ મહને લાગ્યું, અરે, હું માહરી નઝર સામભેથી
કોણને ચાલી જતાં જોઇ શકયો હતો ? મહારા માયજીની કમપેનીઅન
દાખલ કેઇ છોકરી રેહવા આવનાર હતી ? કોઇજ નહીં, પણ રાવલપીંડી-
વાલી મહારી મેહેરાં !

મેહેરાં ? ને તે હમેલદાર ? સાતથી આંઠ મહીનાની વાત ?—ઉફ !
મ્હારૂં મસ્તક એકદમ ફરી આવ્યું !—ઓ પાક ખુદા !—ઓ પાક ખુદા !
શું મહારૂં જ બચ્ચું એક તજાયલા બાળકની માફક માબાપ વગરના
બચ્ચાંઓની ઓસ્પીતલમાં જઇને પડવાનું હતું ?—હું તમમર ખાઇને
મહારી કુરસીમાં ફસડાઇ પડયો !

૩.

મહને થોડા દીવસમાં પાછું લાહોર તરફ જવાનું હતું, મહારા બા-
વાના એક વેપારીપર રૂપીઆ હતા તે લેવાના હતા અને તેથી મ્હને મહેર-
વાન સાથે તે તરફ જઇને પંદર દીવસની અંદર પાછું આવવાનું હતું.

ઉપલા બનાવની રહાંજનાજ હું બાવાજી પાસે ગયો અને મેં કહયું
કે મહને બે ચાર દીવસ પછી તો લાહોર જવાનુંજ હતું તો જરા હવા ફેર-
ફાર થાય તેથી બે દીવસ મને જલદીજ મોકલવો. મહારા બાવાજીએ મને
પેલી કોઇ છોકરીનો પીછો પાછો નહી પકડવા તથા હવે પછી સંભાળ
રાખવાનું કહીને મહેરવાન સાથે મને તેજ રાતના લાહોર જવા માટે ઉપ-
ડવા દીધો. હું મહારી મેહેરાંને દેખાવ દેવા માંગતો નહીં હતો અને આ
ટક મહને ઠીક મલી ગઈ હતી.

લાહોર તરફની ઉઘરાણી મલ્યા પછી મેં મહેરવાનને પીંડીની હવાને
માટે લલચાવ્યો અને મહેરવાન ફકટ થોડાજ દીવસના રેહેવાસ માટે જેમ
તેમ કબુલ થયો, પણ વળી તેણે મહારી પાસેથી વચન લીધું કે પેલી કોઇ
છોકરીની મુલાકાત લેવી નહી—અને જો તેને કંઇ ચેનચાલાના સનસારા
ગયા તો તાબરતોબ મુંબઇની ઉઠાંગરી !

રાવલપીંડીમાં આવ્યા પછી મેં મેહેરાના બાપની દુકાન તરફના લતા
તરફ બીજીજ રહાંજે હેરીયું લીધું. દુકાન બંધ હતી અને ત્યાં બાજુમાના
બાડુતોને પુછતાં જણાયું કે જમશેદજી બીચારો પોતાનો સાહુકારી જેલ-
માંથી છુટકો નહીં થયલો જોઇને દીવાનો બની ગયો હતો, અને મેહેરાં
પોતાનાં બુઢ્ઢા બાપની તે હાલત જોઇને પોતાના પેટનો ખાડો પુરવા
બીજી કોઇ જગ્યે ચાલી ગઇ હતી.

અફસોસ ! દુન્યાના તે દોઝખ તરફ મેં ફેરીયું લીધું જ્યાં કોઇ પોતાને કાચનું બનેલું માનતું, કોઇ પોતાને રાજા મહારાજા ને બાદશાહ સહમજતું, કોઈ પૈસાને માટે બડબડાત કરતો, અને કોઇ તો બુમ બરાડા ને હાય સોસારા ભરતો !—એવું તે મકાન હતું, જે ખરેજ દુન્યાનું દોઝખ હતું, જેમાં દીવાના બીચારાંઓને પુરવામાં આવેલા હતા.

મહેરાંના બાપને મેં ત્યાં જોયો. તે બીચારો બુઢ્ઢો શખ્સ બેઉ હાથોમાં માથું પકડીને એક ધીમરાંપર બેઠેલો હતો, અને બડબડતો હતો. જેવો તેણે મહને જોયો કે ધીમરાંપરથી ઉઠીને ઉભો થયો અને બોલ્યો "ઓ નવરોજી પેસતનજી મોદી, ઓ મહારી ફુલ ગુલાબનું સત્યાનાશ વાલનાર બદબખત મુજી, તું મહારી દીકરી સાથે અદરાવાનો છે કરીને તેને લલચાવીને ફસાવી ગાયો. મહને કેદખાંથી બચાવવાનો છે કરીને મહને બનાવીને બરબાદ કરી ગીયો—પણ યાદ રાખ ઓ મુજી બચ્ચા, કે મહારી મહેરાં મુએલી ને મુએલીબી આવીને ત્હારૂં જીગર કોતરી નહીં ખાય તો આએ ફરતું આસમાન બંધ થઇ જાય, ઝમાનો ફેરવઇને ઉંધો વલી જાય, યા દુન્યાની તમામ ખલકત મહારી માફક દીવાની બની જાય."

અફસોસ ! મહને તો તે શખ્સ દીવાના કરતાં સ્યાણો વધારે લાગ્યો. તેણે મહને તુરતજ ઓલખી કાહાડયો અને બધી ખરી હકીકત રૂજુ કરીને આપ દીધા—મગર કમનસીબ તે, તે પોતાની છોકરીને મુએલી માનતો હતો !

"ઓ નવલ" તે દીવાનો પાછો બોલ્યો "ઓ કમબખત તવંગર મુજી, તહમો તહમારા ભપકા સપકાથી કાંય ગરીબ મુફલીસોને આંજી નાંખીને તે લોકની આબરૂપર હાથ નાંખો છો, ને તે લોકને તબાહીની ઊંડી ખાહીમાં ગબડાવી મુકોછ ? ઓ નવલ, ઓ સુફેદ સાહયા તલેના કાલા શયતાન, જો, તહારે, તહારેજ લીધે આએ શું બની ગીયુંછ ? આએ મહારા સુફેદ બાલ જો, ઓ કંગાલ મુજી, તુને પાક ખુદાની શરમબી નહીં આવી ? તુને આએ ઝઇફના સુફેદ થઇ ગયલા બાલોનીબી શરમ નહીં આવી ! તુને એક ગુલાબની કલીનીબી જરા શરમ નહીં આવી કે તેં તેને કચડીને મારી નાંખ્યું ? તેં મહારી સાહાઠ વરસની ઉમરની કીમતની ધુળધાણી કરી નાંખી ને તે પાક પરવરદેગારની આગલ જતાં તું કીયું મોંઢું લઇ જશે ? ઓ તવંગર ઇબલીસ, તહારી સુરત તે વખતે કાલી રેહેશે."

મહારૂં તો મગઝ ફરી આવ્યું ! તે બુઢ્ઢાનો ચેહેરો તે કદુઆ દેતી વખતે એવો તો ગુસ્સાબાઝ બની જતો હતો કે હું પોતે ઘણી દેહેશત

ખાઇ જતો—જો તે છુટટો હતે તો જરૂર મને પોતાના પંજામાં લઇને દાબી દેતે.

તેટલાં એકાએક તે પાછો બોલી પડયો "ઓ મુજી બદકાર, લાવ મ્હારી ગુલાબ જેવી મેહેરાંને પાછી લાવ, તેને મુએલીબી પાછી લાવ, હું તેને મ્હારા ઝઇફ નબલા હાથોથી પસવારસ, ને પાક ખુદાની દરઘાહમાં બંદગી જવા દેવસ કે તે મ્હારી મેહેરાંને પાછી જીવતી બનાવે! ઓ મેહેરાં—મેહેરાં—મેહેરાં" તે નવધાર આંસુએ પત્થર પીગલે તેમ મોટેથી રડીને બોલ્યો "આવ મ્હારા વહાલા બચ્ચાં, મેં તુને કેટલી બધી ગરીબઇ છતે કેવી સંભાળથી ઉધારીછ—આવ, મ્હારી પાસે આવ, મ્હારી ઝઇફ ઉમરે તું મને શું કામ છોડી ગઇ? તુંને કોણે મારી? આએ એને?" હવે તેણે પાછું મ્હારી તરફ જોયું "આએ એને તુને મારી નાંખી? કંઇ નહીં, પાક ખુદાની લાકડીને અવાજ નથી."

હવે તો મ્હારીબી આંખમાંથી નવધાર આંસુઓ વહેવા લાગ્યાં.

"તું રડેછ!" તે મને રડતો જોઇને બોલ્યો "ઓ અમો ગરીબો નહીં જાણતા'તા કે તમો તવંગરોના પૈસાથી સુન મારી ગયલા કલેજામાંબી કોઇ કોઇ વખત લાગણી જેવી કોઇ ચીજ પેદા થાયછ! રડેછ, રડી લે, ઓ પાપી શયતાન રડી લે, કદાચ તુને આજના જેવો મોકો બીજી વખત રડવાનો મલશે નહીં, ને ત્હારાં દીલમાં વસવસો રહી જશે કે જે આદમી ત્હારે લીધે તબાહ થઇ ગીઓ તે આદમીના દીલને જરાબી શાંતી આપવા તેં ત્હારૂં પાપી દીલ તેની સામભે ખાલી નહીં કીધું! ઓ કમબખત મુજી, ત્હારે લીધે એ જીવપર દુખ ને સીતમ પડયાછ. મ્હારી છોકરી તો મરીને બેહેસ્તમાં ગેઇછ, હું તો આએ ઘેરમાંબી આવીને પડયોછ, પણ યાદ રાખજે કે ત્હારા જેવા કંગાલ કમીનાઓને તો આવું એક તુટું ફુટું ઘેરબી છેલ્લે મલી શકશે નહીં—ને રીબી રીબીને તહમારો જાન હલાક થવા માંગશે તોબી ખલાસ નહીં થશે, તહમે માંગી માંગીને મોત માંગશો તોબી આખીરી રાહત આપનારૂં મોત તહમારા ગલીચ પલીદ શરીરનો કબજો છોડી જવા સારૂ જીવને પોતાના કબજામાં નહીં લેશે.—જા, ઓ મુજી શયતાન, ત્હારૂં કાધું તુંજ ભોગવજે." અને તે મોઢું ફેરવીને ઢબ દઇને ધોમરાંપર બેસી ગયો.

અફસોસ! મહને હજુ ખ્યાલ આવી શકયો કે એક નીતીમાન મુફલીસ ઘરમાંબી પોતાની પવીત્ર હુરમતને કેટલા બધી કીમતી ધારવામાં

આવેછ! તવંગરોના ઇતરાત વગરાતની સામે મુફ્લીસો પોતાની નીતીને કેટલી બધી સાબીત કસોટીપર કસેછ ને પોતાની પવીત્ર નીતીનું તોલ તમામ દુન્યાની કીમત કરતાંબી આલા ગણેછ ! શાબાશ, નીનીમાન મુફ્લીસો, તહમુને હઝાર શાબાશ !

ઓ ! મહારા દીલના ઊંડાણુમાં ને અંતકરણુના બીત્તરમાં એક દીવાનો પોતાના સબક ઉતારતો હતો કે એક આકેલમંદ ફ્યલસુફ ? હુ તો મગઝથી બેમગઝ થઇ ગયો. તેની એકેકી કદુઆ મહારૂં જીગર કોતરી ખાતી હતી. ઓ ! જો કોઇબી રીતે હુ મેહેરાંને તજી દઉં ને હાડમારીમાં ઝીંદગી ગૂઝારતી તેને છોડું ને તેના બાપને પાગલખાનામાં મરવા દઉં તો, ઓ પાક ખુદા ! ગરીબની હાય ! અરે, મુફ્લીસોના ઝખમી જીગરની હાય ! અફ્સોસ, કદી ખાલી નહીં જાય. મને લાગ્યું કે જો હું તેમજ થવા દઉં તો આકેબતમાં મને એક પાગલખાના કરતાંબી ઝીઆદા કંગાલ ઘરમાં એક તુટી ખાટપર રીબી રીબીને ઝીંદગી ખતમ કરવી પડે ! નહીં, ઓ પાક ખુદા ! નહીં, આખી દુન્યાને ખાતીરબી હુ એવું પાપી કામ કરીને મુફ્લીસ મેહેરાંને ગયરઇનસાફ કરૂં નહીં.

૪.

" રૂસી, હાલમાં તો એ છોકરી કામા ઓસ્પીતલમાં ગેઇછ, વારૂ, તું લાહોર, રાવલપીંડી, ને તે પછી એક મહીનો મસુરી રહી આગો તો તેં કોઇ એવા પારસી બીશે જાણુયુંછ દીકરા, જે પારસી ગુમ થઇ ગીઓ હોય યા પોતાની આવી ખુબસુરત બૈરીને તજીને કેઠે ચાલી ગીઓ હોય ?" માહરા માયજીએ પુછયું.

હું શું જવાબ આપું ? કેમ મહારી ઝબાન ઉપાડું ? તોબી મેં જેમ તેમ દીલને દાબીને અડાવ્યું " કોણ જાણે માયજી, મેં તો બહારગામમાં એવી વાત જાણી નથી. વારૂ, એ છોકરી આવીછ કાહાંથી ?"

" એ કેહેછ કે મઉ તરફથી આવીછ, પણ હું ધારૂંછ કે એ મહારેથી પોતાના કુટુંબનો ભેદ છુપાવેછ—ગમે તે હોય, પણ મહને તો એ છોકરી પોતાની આવી નાઝુક હાલતમાંબી ઘણી કામ લાગીછ ને હમણાં એ ઓસપીતલમાં ગેઇછ તો મહને બીલકુલ એના વગર જાણે સોહવાતુંજ નથી" માહરા માયજીએ આગલજ ચલાવ્યું " એક દાહાડે એ છોકરી કંઇ અજબ ફેરફાર બતાવવા લાગી ! એણે પેહલવહેલી તહારી સબી જોઇ

ને હું ત્યાં હભેલીજ ઉતી ને મેં માહરી નજરો નજર જોયું તો એણે " ઓ નવલ " કરીને એક ચીસ પાડી. રૂસી, તુને કંઇ આએ વાત સહમજ પડેછ કે દીકરા ?" મહારાં માયજી મહારી ગમ કંઇ નવું જાણવાનું મલવાનું હોય તેમ જાણે મતલબથી જોઇને બોલ્યાં, મહારૂં તો દીલ ધડકયું કે રખે કંઇ સ્હમજ પડી ગઇ હોય !

" કોણ જાણે માયજી ? મને શાની સહમજ પડે ? મેં તો એ છોકરીને આપરે ત્યાં જોઇછઅાં કાંઇ જે તેની વાત ?" મેં જરા ગભરાટથીજ કહયું.

" હંઅ, વારૂ. " મહારાં માય બોલ્યા " ઠીક છે. પછી એક દાહાડે મેં એક કાગળ કોઇ દીવાનાઓના મકાનના મેનેજર તરફથી એ છોકરી-પર આવેલું જોયું, ને મેં અછડતું જોઇ લીધું કે તેની ઉપર રાવલપીંડી-નો છાપ ઉતો, એ વાત કંઇ તુને સમજ પડેછ કે દીકરા ?" મહારાં માયજીએ પાછો તેનો તેજ સવાલ કીધો, ને હવે મેં પુરૂં જોઇ લીધું કે કંઇબી ધોંટાલો માયજીને સ્હમજ પડી ગયલોજ છે.

" નથી સમજ પડતી કંઇ મહને માયજી." મેં પાછું ઉડાવ્યું.

" છોકરા " હવે મહારા માયજી ચાડડાયાં " અક્કલમંદ બેવકુફ, યાદ રાખ, તહારા બાપે ને મેં, કદીબી એવું કામ અમારી આખી ઝીંદગીમાં થવા દીધું નથી કે જેથી અમુને પાક ખુદા આગળ શરમાવું પડે, પણ તું આજે તેવું કામ કરવા તૈયાર થયોછ એ મહને બહુજ સંતાપેછ-સમજી લે મહારૂં, વચમાં ના બોલવા જતો. જો કે મેં મહારો શક તે છોકરીથી છુપાવ્યોછ પણ મને પકકે પકકું લાગેછ કે રાવલપીંડીની તહારી મુસાફરીમાં તેં આએ છોકરીને કંગાલ અવતારમાં મુકી દીધીછ—તહારી રૂબી જોઇને એ કેમ ગભરાઇ ? યાદ રાખ, ગરીબોની આબરૂ કંઇ પાણીને કીમતની તું ના સ્હમજતો, એ લોક ગરીબ છે તો પૈસાથી ગરીબ છે, પણ નેકીથી, સતથી, નીતીથી ગરીબ નથી, નથીજ."

હું શરમીનદો થઇ ગયો, ને તુરત મહારા માયજી આગળ ગુઠન્યે પડી ગયો " માયજી, મહને માફ કરો."

" પાક ખુદા માફ કરે ! " મહારાં માયજીએ દમામથી કહયું " ઉઠ છોકરા, ને હવે મને કહે કે તું એ છોકરીની બાબદમાં શું કરવા માગેછ ?"

" તમે કેહો તેમ માયજી." મેં ઉઠતાં ઉઠતાં કહયું " તમે કેહો તો એને પગાર બાંધી આપીએ—"

પણ હું બોલી રહું તેટલાં માયજી એક વાઘણની બીસાલ બરાડ પાડીને ઉઠયાં "નાચીઝ છોકરા, તું ઓરતોની પાકદામન શું લીલાઉનો કોઇ બજારૂ સામાન સમજેછ? એ છોકરીને મેં કસી જોયલી છે, એ એવી નીતીમાન છે કે પોતાની પાકદામનીના બદલામાં લગનના ગાંઠ સીવાય તહારી પાસેથી કોઇબી ચીજ માંગશેજ નહીં, એ છોકરી તે નથી જે દોલતને પસંદ કરશે. જોતો નથી, તુને આંખ નથી કે એ નાચીઝ બચ્ચાં, કે તે આબરૂથી પેટનો ખાડો પુરવા ને પોતાના દીવાના બાપને પાગલ-ખાનામાં હીફાઝતથી રાખવામાં આવે તેની સંભાળ લેવા પોતાની નાજુક હાલતમાંબી મેહેનત ને નોકરી કરવા બહાર ગામમાં નહીં મલ્યું તો મુંબઇ વેર ઘસરાઇને આવીછ, તો તેવી એક પાકદામન છોકરી તહારા બાંધેલા પગારપર જીવશે? અરે બેવકુફ, તે તહારો પગાર તો શું પણ તહારી તમામ દોલતનેબી પોતાના પગની ઠોકરોથી ઉડારશે."

"ત્યારે શું કરૂં, માયજી?" મેં હાથ જોડીને પુછયું.

"શું કરે?" માયજી તેવાજ ગુસ્સાથી બોલ્યા "પણણી જા, એની સાથે લગન કર, ને તેની આબરૂપર જે ડાઘ રહી ગીઓછ તેને સાફ કર. મેં બધું જાણ્યુંછ મેં બધી વીગત મેલવીછ, એ અક્કલમંદ બેવકુફ, તહારે લીધેજ જાણ કે એનો બાપ મેડ હાઉસમાં પડયોછ, ને શાબાશ છે આએ છોકરીને જે પોતાના બાપને સારી રીતે મેડ હાઉસમાં રાખવામાં આવે તેથી ત્યાંના મેનેજર પર મનીઓડરથી પોતાના પગારમાંનો પોણો ભાગ મોકલી આપેછ, ને પોતાનું પેટબી આબરૂથી પાળેછ. હયફ છે, હયફ છે, સદહઝાર હયફ, તહમારા જેવા મર્દોપર, જે એક કમજોર ઓરતપર સીતમ ગુજારેછ."

"સીતમ મેં નથી કીધો," મેં કહયું "હુ તો બાવાજી મને વારસામાંથી રદ કરે તેથી બીધો."

"બાવાજી વારસામાંથી રદ કરશે તેની સુદ્ધ તુને તે છોકરીની પાકદામનીને ડાઘ લગાડતી વખતે નહીં આવી? તું તેનો ભવ બગાડયા પછી તહારા વારસાને યાદ કરેછ? વારસાને નાખ જહાનમમાં, ને ખરો જો તુ પાક ખુદાનો તાબેદાર ને મહારો ફરમાબરદાર હોય તો આએ છોકરીને પણણી જા, ને જાતી મહેનત કરીને તેનો ને તહારો ગુઝારો કર."

"મહને કબુલ છે." મેં ફરીથી ગુઠન્યે પડીને કહયું "માયજી, મહને કબુલ છે—હું હવે જાણતા શીખીયોછ કે મુફલીસોની તંગદસ્ત હાલતની

આએ દુનયામાં કંઇ કીમત નથી; મગર, મુફ્લીસોની પાકદામન અને પવીત્ર નીતીની કીંમત આએ દુન્યાની તમામ તવંગરીનેબી વેચીને મેલવો તોબી મલી શક્તી નથી."

"શાબાશ." પડોશના ઓરડામાંથી મહારા બાવાજી બહાર નીકળી આવતા બોલ્યા "જા છોકરા, હું તુને માફ કરૂંછ, ને જો તું આએ છોકરી સાથે પણુણે તો તુને વારસામાંથી રદ કરતો નથી—પણ ઉલટો મહારા પાસાંમાં લેઉંછ." એમ બોલીને મહને મહારા બાવાજીએ ખુબ ઝોરથી પાસામાં દાબી દીધો "યાદ રાખજે, રૂસી, મેહેરાં જેવું અનમોલ મોતી તુને મલ્યુંછ એ તહારા મોટા નસીબ સ્હમજજે."

હું મહારા માતપીતાને પગે પડયો.

કેહેવાનું થોડુંજ બાકી છે:

મુફ્લીસ મેહેરાં જાજો વખત હવે મુફ્લીસ રહી નથી, તે મહારી વ્હાલી ધણીઆણી મહારા આલીશાન બંગલામાં એક રાણીને જેબ આપે તેવી ઝીંદગી ગુઝારેછ, મહારો બુચો ફરહાદ પોતાના બપાઇ અને બપાવાની વ્હાલી આંખોમાં દબાઈ દબાઇને મોટો થાયછ. તે હુબહુ મહારીજ શકલ ધરાવેછ, તે જ્યારે "મમમા—પપપા" બોલેછ ત્યારે મહારી છાતી ગજ ખીલેછ ને ચુમમીઓના વરસાદથી તેના ગલગોટા જેવા ગાલ હું ભીંજવી નાંખુછ.

મહારા સસરા જમશેદજીને અમો પાગલખાનામાંથી છોડવીને અમારે બંગલે લાવ્યાછ, જ્યાં પોતાની બેટીને જીવતી જાગતી ને વલી રાજ કરતી રાણી જેવી હાલતમાં જોઇને તે દીવાના શખ્સની સુદ્ધીજ જાણે પાક ખુદાની બરકતથી પાછી આવા ગઇ, અને હવે તે બીલકુલજ સાજોમાજો પોતાની દીકરીના દીકરાને ખોલાપર લઇને રમાડેછ ત્યારે તેની આંખોમાં હરખના આંસુ ભરાઇ આવેછ.

સમાપ્ત.

---

# બેરોનેટ!



[ ૧ ]

તે નવો બેરોનેટ તુરતનોજ સાહુકારી જેલમાંથી છુટી આવયો હતો ! !

સર રાલ્ફ લીંડસે જ્યારે પોતાના પીતાની પછી બેરોનેટસી પામયો તયારે તેની ઉમર પંચાવન વરસની હતી, અને તે પોતાની કરઝદારીને લીધે સાહુકારી જેલમાં પડેલો તુરતનોજ રીહાઇ પામયો હતો !

મરહુમ બેરોનેટ આજેજ મરણુ પામયો હતો, અને તે ચોરયાસી વરષની વરૃધ વયે આ દુનયા છોડી ગયો. તેની પાછળ બે છોકરા તે મુકી ગયો, જેમના નામો રાલ્ફ અને વીલીયમ હતા. વીલીયમ નહાનો હતો, અને રાલ્ફ મોટો હોવાથી બાપના મરણ પછી બાપની ઇચછા મુજબ બેરોનેટ થયો હતો.

મરહુમ બેરોનેટના ગુઝરવા પછી આગની એક બુમ પડે તેવી રીતે વાત ફ્યલાઇ ગઇ કે મરહુમે પોતાના વડા બેટા રાલ્ફનેજ બધી દઉલતનો વારેસ ઠેડવયો હતો, અને તે બુમ પછી રાલ્ફના માંગનારાંઓએ તેને વધુવાર જેલની કંગાલ કોટડામાં રહેવા દીધો નહીં. તેને રીહા કીધો, અને રાલ્ફ જેલથી રીહા થયલો એકદમ પોતાના પીતાની લાશને નમન કરવા દીવાની અદાથી દોડયો, અને ભાડુતી એક ગાડીના મદદથી તે પોતાના નવા મલેલા મહેલની આગળ ઉતરયો.

તે આલીશાન મહેલ કેનતરબરીથી થોડે દુર આવેલા "કેનત" ના પરગણામાં પોતાના દઉરોદમામ સાથે એક સુંદર બાગીચાની વચે આવેલો હતો, અને તેના દરવાઝા આગળ જયારે રાલફ ઉતર્યો ત્યારે તેને આવકાર આપવા માટે તયાં ઘણાં મીત્રો હતાં, ઘણાં ખયરખવાહો હતાં, અને ઘણા "મસકા–મારતરો" બી હતા !

રાલફ જયારે જયારે સાહુકારી જેલમાં ગયો તયારે તે મસકાના લેપડા લગાડનારાઓની સુરત–બુરત ડુબી ગઇ હતી, મગર જયારે તે હમણાં બેરોનેટ થઇને આવયો તયારે તે માખણુયા–મીત્રો બધા તેને મુબારકબાદી આપવા તયાં મેજરે મલીને જમાવ થયા હતા !

"ઓહોહો ! મેજરૂં તો ઠીક મળ્યું છે !" બેરોનેટે તે મોટા દરવાઝાની આગળ પહોંચતાજ ચેષ્ટાં કીધાં "મગર, પાક ખુદાને ખાતીર તહમે લોક મહને મહારો હાથ લંબાવવાની ફરઝ ના પાડો, હું કોઇને હમણાં મલી શકનારજ નથી–સીવાય કે મહારા ગુઝર પામેલા પીતાને."

અને તે તેમ બોલતો કે ધસારાબંધ દરવાઝો વટાવી મકાનમાં દાખલ થયો, અને તેની ઝડપી અદા જોઇને થસ થઇ ગયલાં તે મીત્રો તેની પાછળ જોતાં તયાંજ બે ચાર મીનીટ ચાંઇ પડેલાં ઉભાં રહી ગયાં !

તે ધસારાબંધ ચાલીને જઇને લાઇબ્રેરી–રૂમમાં ઉભો, કે જે ઓરડામાં તેણે સોલ લાંબા વરસોની વાત ઉપર પોતાના પીતાને છેલ્લો જોયો હતો. અને તે પીતા સાથે એજ ઓરડામાં તે વખતે સખત એક ટપાટપી બેઉ બાપ–દીકરાને થઇ હતી.

સોલ વરસની વાતપર તે લાયબ્રેરીમાં ઉભા રહીને તેણે એક મુફલીસ બેકસ લાચાર ખુબ સુરત છોકરી સાથે પરણવાની રજા પોતાના બાપ પાસેથી માંગી હતી, અને તે બાપે સખત એક પંચાતી પછી તેને સાફ નાની નાજ કહી, અને બાપે નહીં આપેલી તે રજાને તેના નહાના ભાઇ વીલીયમેબી ટેકો આપયો ! વરૂધ બેરોનેટ અને તેના નહાના બેટા વીલીયમે રાલ્ફના શબદોને તુચછકારી કાઢતાં કહયું. "એક ઉમરાવ, અને તે એક મુફલીસ છોકરી સાથ પરણે ?–કદી નહીં, કદી નહીં."

રાલ્ફનું દીલ બાપ અને ભાઇના શબદોથી ઝખમી બની ગયું, અને તે પોતાના બાપની ધમકી મેળવીને બહાર પડેલો ઝહર ખાઇ આપઘાત કરવાપર આમદા થયો–મગર, તેણે તેમ કીધું નહીં, પોતાના બાપ અને ભાઇનું કહયું માનયું નહીં, બાપની ધમકીને ગણકારી નહીં, અને તે પેલી મુફલીસ છોકરી "એલીઝા" સાથે પરણયો !

અફસોસ ! તેણે તેમ કરીને તે સોળ વરસપર પોતાના બાપની ખફગી ખેંચી લીધી–અને એલીઝાને પરણયા પછી તે પોતાના બાપીકા પયારથી ઓવારનીવાર થઇ ગયો !

એલીઝા સાથે લગન કીધા પછી તે પોતે તો બાપની સામે જવાની હીમત કરી શકયો નહીં, પણ તેણે એક કાગળ લખયું. જે કાગળનો જવાબ તેના બાપ તરફથી તેના ભાઇ વીલીયમે લખેલો તેને ટપાલનાં મળયો, અને તેમાં રાલ્ફે જે વાંચયું તે તેના દીલમાંના લહુનેબી સર્દ કરી નાંખે તેવું હતું !–ભાઇ વીલીયમે તેનાપર લખયું હતું કે, "પીતાજીએ આજથી

તહારો પાકીટ ખરચબી બંધ કીધો છે, અને તુને વારસામાંથીબી રદ કીધો છે. તું અમારી આગળ કદી આવતોબી ના, અમે તો તહારો સીહા ચહેરો જોવાબી નાખુશ છીએ, અને અમારાં શ્રાપ એ બુરાં લગનપર હોજો."

તે પછી રાલ્ફે પોતાના બાપપર ઘણા ઘણા કાલાવાલાના કાગળો લખયા પણ પીદર પીગળયો નહીં–તે પછી રાલ્ફની તે ઘણીઆણી એલીઝા મરણ પામી અને તેણે જનમ આપેલું બચ્ચુંબી મરણ પામયું તયારે મરનારોને દફનાવવા વીગેરેના ખરચ માટે તેણે પોતાના બાપની મદદ માંગી તો તે મકતપર ખરચવા સારૂબી તે પીદરે એક અરધીબી રાલ્ફપર મોકલી નહી અને વીલીયમેબી આગમાં તેલ નાંખીને બાપને કાંઇભી મોકલવા સાફ ના કહયું, અને વલી દમ ભરાવીને રાલ્ફપર લખયુંબી કે કદીબી હવે પછીથી તેણે તેમની મદદ માંગવી નહી. તે પછી વલી રાલ્ફે પોતાની કરઝદારીઓ ફીટાડવા બાપની મદદ માંગી તો તે માટેબી તે પીદરે એક પાઇ વટીક નહી મોકલી, અને રાલ્ફને તેની મોટી રકમના માંગનારાઓએ સાહુકારી જેલમાં નાંખયો !

તે બાદ વારંવાર પઇસાની તંગીને સબબે તે દીવાની જેલમાં ગયો, પણ તેના બાપે તેને છોડવવા પોતાના બાદશાહી ગંજમાંથી એક કોડીની મદદ નહીં કીધી અને રાલ્ફ બીચારાએ વરસો તક મુફલીસ–મોહતાજ અને કરઝોમાં ગીરફતાર થઇને ઘણું ખમયું !—સોલ લાંબા વરસો તે વાતને ગુઝરી ગયા, અને તેની યાદ કરીને રાલ્ફ હમણાં તે લાયબ્રેરી રૂમની એક આરામ કુરસી ઉપર જરા લેટયો.

"આજે હું બેરોનેટ છું" રાલ્ફ કુરસીમાં લેટેલો બડબડયો "પણ ગઇ કાલે તો હું એક મુફલીસ મીસકીન હતો. અફસોસ, પયારી એલીઝા ! જો આજે તું જીવતી હતે તો કેવું સુખ ભોગવતે ? તેં બીચારીએ એક બેરોનેટની વહુ થવા છતાં બી મારી સાથે સુકકા એક પાઊંના ટુકડાપર દીવસ ગુઝારીને રંજ ખમયું ! જો તું આજે હઇયાત હતે તો રંજને બદલે કેટલો મોટો એક ગંજ મેલવતે? મગર, સદહઝાર અફસોસ !"

એકાએક સર રાલ્ફ પોતાની કુરસીમાંથી ઉઠીને ઉભો થયો, અને તેણે તે લાયબ્રેરી–રૂમની એક ટેબલ ઉપર મુકેલી ઘંટી ઉંચકીને વગાડી, જેના જવાબમાં લગભગ નેવું વરસની ઉમરનો એક બુઢો નઉકર દોડી આવયો !

"મહારા મરહુમ પીતાજીએ જયાં પોતાનો છેલ્લો દમ ખેંચયો તે ઓરડામાં મહને લઇ જા." અને તે નઉકરે તે સાંભળીને પોતાની આંખોમાં આવી ગયલાં આંસુના ટીપાંઓ લુછી કાઢતાં નમીને રસ્તો બતાવયો.

તે ઓરડો બતાવીને નઉકર ગયો, કે સર રાલ્ફ તેમાં દાખલ થયો. જેવો તે અંદર ગયો કે કાલા પોશાક પહેરેલો એક શખસ તેની તરફ લંબાવેલા હાથે દોડી આવતા બોલયો "ભાઇ, તું જે પદવી અને દઉલત પામયો તે માટે હું તુને મુબારકબાદી આપું છું."

મગર, રાલ્ફે પોતાના ભાઇ વીલીયમનો લંબાવેલો હાથ શેકહેનડમાં લીધો નહીં. પણ તેની તરફ ધીકકારની એક નઝર નાંખીને તે આગળ વધયો અને આગળ વધીને જઇને પીદરના શબ પાસે ગુઠનએ પડયો.

તે પછી તેણે ઉઠીને ત્યાં ઉભેલા એક બીજા શખસને કહયું "જ-નાઝો કયારે કાઢવાનો છે?"

"મી. વીલીયમનો હુકમ છે કે પરમ દીવસે" તે શખસ જે એક વકીલ હતો અને જે ઘરના કામકાજમાં ભાગ લેતો હતો તેણે રાલ્ફના સવાલનો જવાબ આપયો.

"આએ ઘરમાં હવે મહારા હુકમ સીવાય બીજા કોઇનોબી હુકમ ચાલનાર નથી" સર રાલ્ફે ઘણા મોટા દમામથી કહયું. "પાયદસ્તની કીયા કાલે થવીજ જોઇશે, અને મરહુમનો જનાઝો કાલેજ ઉઠાવવોજ જોઇશે."

"મગર........."

"મગર બગર કંઇ નહીં. મેં એકવાર કહયું કે હવે આએ ઘરમાં મ્હરો હુકમ એક કાયદા સમાન ગણાવો જોઇએ એટલે પછી વધારે ટક ટક નહીં જોઇએ." સર રાલ્ફે છેડાઇ પડતાં કહયું, અને તે સાંભળીને તેનો ભાઈ મનમાં બીહીધો, અને ધરૂજયો.

સર રાલ્ફના હુકમ મુજબ બીજી સહવારે મરનાર બેરોનેટની શબને દફનાવવા મોટી ઇઝઝતથી લઇ જવામાં આવી, અને તે બે ભાઇ જો કે પોતાના પીતાની ગાડીની પછવાડે સાથે ચાલતા હતા તોબી તેઓએ એક બીજા સાથે એક હરફ બી વાત કીધી નહી, વીલીયમે વાત કરવાની કોશીશ કીધી, પણ સર રાલ્ફ ચુપ રહયો.

તે પછી તે સ્હાંજના મરહુમનું વીલ વાંચવામાં આવ્યું, જેમાં લખયું હતું કે "મ્હારા વડા બેટા રાલ્ફે સોલ સોલ વરસો સુધી ઘણું દુઃખ ખમ્યું છે અને તેથી તે બધી રંજનો બદલો આપવા હું મહારી તમામ દૌલત અને અસકયામાત મહારા વડા દીકરા રાલ્ફનેજ આપી જાઉં છું, અને વીલીયમને એક ધડો આપવા વાસ્તે હું તેને તેના વડા ભાઇની મદદનો ઉમીદવાર અને આરઝુમંદ બનાવી જાઉં છું. વીલીયમે પોતાના વડા ભાઇના

ભલા માટે મ્હને કદીબી એક શબ્દ કહયો નહીં, પણ ઉલટું આગમાં તેલ નાંખી મ્હને વારંવાર ઉશકેર્યો, અને હવે જ્યારે હું મ્હારા કર્તુક માટે પસ્તાઉં છું ત્યારે વીલીયમનેબી તેના કરતુકને લીધે ઓશીયાલો રાખવા હું એવો હુકમ કરૂં છું કે વીલીયમે પોતાના વડા ભાઇને આધારે રહેવું, મ્હારી દેૈાલતમાંથી વીલીયમને એક અરધીબી મલે નહી, પણ જો રાલ્ફની ખુશી હોય તો તે પોતાના ન્હાના ભાઇને ગમે તેટલું આપે અને તેની ખુશી હોય તોજ આ મકાનમાંથી તેને રાખે."

વીલીયમ તો વીલની તે કલમ સાંભલીને મોત જેવો ફીકા બની ગયો ! આજુબાજુ ઉભેલાંઓ બધાં અજાયબીને મારે દંગ થઇ ગયાં, અને સર રાલ્ફે વીચારમાં પોતાની ચશમો ઝમીન ઉપર ફેંકી.

વીલના વંચાઇ રહેવા પછી બધાં જણાં ચાલી ગયાં, અને તે બેઉ ભાઇઓ ઓરડામાં અકેલા થયા.—વીલીયમ પોતાના વડા ભાઇના પગો આગળ ગુડનયે પડીને બોલ્યોઃ

"પ્યારા ભાઇ, મેં જે તકસીર નહી કીધી તે મ્હારે ગળે ઓલવીને આપણા વીચીત્ર સ્વભાવના પીતાજીએ જે લખ્યું તે માટે હવે મ્હારૂં શું?"

"ઉઠ" રાલ્ફે તેને ઉઠાડીને ઇશારતથી પાસે બેસાડતાં કહયું "ત્હારી પાસે હમણાં શું છે? કંઇ દઉલત આગલની એકઠી કીધેલી છે કે નહી?"

"સીર્ફ થોડા સો, બાકી કાંઇજ નહી" વીલીયમ દયામણું માંહ કરીને બોલયો "મેં જો આવો વીચીત્ર ફાંટો જાણ્યો હતે તો ઝરૂર મ્હારી પાકીટ-ખર્ચને બચાવી હતે. પણ મહારી બઇરીના ઉડાઉપણાં આગળ હું કાંઇબી બચાવી શક્યો નથી, અને હવે મહારી પાસે નજીવીમાં નજીવી એક રકમ સીવાય બીજુ કાંઇજ નથી."

"તુને બચ્ચાં કેટલાં છે?" સર રાલ્ફે દમામમાં પુછયું.

"બચ્ચાં તો ત્હમે જોયો તેજ એક છોકરો. મ્હારો એકજ તે અઝીઝ છે, જે હવે આપણા કુટુંબનો તે એક પુરો ચીરાગ છે."

"હા, તે ત્હારો વારીસ છે—અને તું મ્હારો વારીસ છે" રાલ્ફે કહયું "અને બેરોનેટસી મેળવનાર એક વારીસદારને તો ઘણા લાડથી ઉધારવો જોઇએ, કેમ ખરૂં કેની ભાઇ વીલીયમ?"

"બેશક" વીલીયમે તુરતજ ટેકો આપી દીધો.

હવે તે ભાર મુકાયલા "બેશક" ને સાંભલીને સર રાલ્ફ એક મુરજાયલું હસ્વું હસ્યો, અને પછી બોલ્યોઃ

"આહહા ! વીલીયમ, ત્હારી પાસે હમણાં કંઇબી નાણું નથી કે તું ત્હારા મોટા નામને નીભાવેલું રાખે-તુંને એક બેટા અને એક મ્હોરદાર પાલવાના છે-અને તુંને એમ લાગે છે કે આપણા બાપની મોટાઇ મીસાલ ત્હારા કુટુંબે સારી હાલતમાં રહેવું જોઇએ, કેમ ?"

"ઝુરૂર" વીલીયમે વલી પાછું જલદીથા કહી દીધું.

"ઝુરૂર! બલકે બોલ કે, ઝુરૂરપરબી ઝુરૂર ! અએ મતલબપરસ્ત ભાઇ, તુંજ તે મહારો ભાઇ કે જેણે મહને ગરીબાઇમાં સબડવા દીધો, મહને ભુકમરાથી ઠોકરાવા દીધો, અને મહને જેલમાંબી જવા દીધો. તું ભાઇ નથી તું શયતાનથી બી ઝીઆદા બુરો અને બદતમીઝ કસાઇ છે." રાલ્ફે હવે છેડાઇ પડીને ગુસ્સાથી કહયું "યાદ કર વીલીયમ, કે હુંબી બેરોનેટસીનો વારીસ હતો, હુંબી મહારા પીતાના નામ મુજબ ભપકામાં રહેવા માંગતો હતો, અને મહનેબી એક મ્હોરદાર અને એક બચ્ચાંને પાલવાનાં હતાં. મગર અફસોસ, મહને એક ફુટી બદામ તેં આપી કે અપાવી નહીં-મહને જેલમાં જતો તેં બચાવયો નહીં-તેં મહારી ખાટલે પડેલી ધણીઆણીને વાસ્તે કોઇ ડોકટરની દવાબી એકવાર ખરીદી નહીં-તે બીચારી મહારી મહોરદારના ભુકમરા તરફ તેં દયા બતાવી નહીં-મહારૂં બચ્ચું જે દુધ વગર તવલતું હતું તેના મોંઢામાં એક પઇસાનું દુધ તેં નાંખયું કે નખાવવા દીધું નહીં-મહને અરધી અરધીનો તેં મોહતાજ રાખયો-મહને સુકકા પાઉંપર તેં જીવવા દીધો-મહને જેલમાં અવતયા મારવા દીધો-અને મહારીપર તેં કોઇ તરેહની દયા નહીં કીધી ! ! તું ભાઇ નહીં પણ એક ઝહરીલો મુદદઇ પુરવાર થયો, અને મહારી ગરીબ મુફલીસ અઉરત અને વહાલા બચ્ચાંના કફનના થોડા પઇસાબી મેં તહમો બાપ-દીકરા પાસે માંગ્યા, તો કફનની બીકમાં તેં ભાઇ જેવા ભાઇએ એક ખોટું દોઢયું નહીં આપ્યું ! ! હવે, હવે તો—"

"હવે શું ?" વીલીયમે ધરૂજતા ધરૂજતા સર રાલ્ફના હાથ પકડી લઇને પુછ્યું "હવે શું ?"

"હવે તો હું તે ઇનતેકામ લેનાર છું, જે વેર લેવાને વાસ્તે મેં મહારી ધણીઆણી અને બચ્ચાંની કબર પાસે કસમ લીધેલા છે."

"વેર ? કોણ પર ? મહારીપર ?" રાલ્ફના હાથો છોડી દઇને વીલીયમે ફાટે ફાટે ડોળે પુછ્યું.

"હા, ત્હારી પર, ત્હારીપર ! વીલીયમ, હું તુંને મ્હારો ભાઇ સહમ-

જતોજ નથી, તેં અને મેં એકજ માદરનું શીર પીધું હોય તેમ હું હવે કબુલ રાખતોજ નથી, અને હવે હું તહારી ઉપર અને ત્હારીજ ઉપર એક જુનુનીમાં જુનુની ઇન્તેકામ લેવા માગુંછ—મ્હને સોલ સોલ વરસો સુધી જે ભયંકર દુખો ખમવા પડયાં તેનો બદલો હું ત્હારી પર લેવા માંગુછ—જા, મ્હારી સામેથી દુર થઇ જા—તુંને હું એક કોડીબી દેનાર નથી—ત્હારા છોકરાને હું સાંપનું બચ્ચું સ્હમજનાર છું—અને તહમો અગર જો ભુકે ટવળી ટવળીને મરશો તોબી કદી હું એક પઇસો તહમને આપનાર નથી."

"ભાઇ, ભાઇ, મ્હને માફ કર. મ્હારી ઉપર દયા કર." વીલીયમે હાથ જોડીને કહ્યું.

"ત્હારી પર દયા? એક ઝહરીલા સાંપ ઉપર દયા? તેં મ્હારીપર શું દયા કીધી કે હું ત્હારી પર દયા કરૂં? હવે હું ત્હારી ઉપર દાવ લેવા માંગુંછ, હું હવે તુંને તે મુફલીસીની મઝાહ ચખાડવા માગુંછ કે જે મુફલીસી મ્હારી પર ગુઝરી હતી—એક અકિરત ભુકથી આજીજ થયલી સુકકા એક પાઉંના ટુકડા ઉપર કેમ ગુઝારો કરે તેની મજા હું ત્હારી અકિરતને ચખાડવા માગુંછ, ખુરાક વગર એક બચ્ચું કેમ અને કેવી રીતે તવળે તે હું તુને દુન્યામાં દેખાડવા માંગુંછ—જા, અહીંથી નાબુદ થા, આએ ઘરમાંથી ત્હારી ઔરત અને છોકરાને લઇને દુર થા, મ્હારા મકાનમાંથી ત્હારા પોતાના કપડાં સીવાય જો એકબી ચીઝને હાથ લગાડીછ તો ખતા પામશે—જા, મહારી સામેથી તહારૂં કાળું કર."

વીલીયમ તે સાંભળીને ધસાધસ રડી પડયો, અને પોતાના ભાઇના પગોપર પડયો. મગર, તે છેડાયલા ભાઇએ વીલીયમને એક લાત મારીને હડસેલી મુકયો, અને ધગધગતા આતશની મીસાલ ગરમ આગ થઈ ગયલા દીમાગ સાથે ઉઠીને તે પોતાના ઓરડામાં ચાલી ગયો.

---

[ ૨ ]

---

વીલીયમ પોતાની મહોરદાર અને બાર વરસના પોતાના બેટા હેનરી સાથે તે બાપીકું મકાન ભારી દીલે છોડી ગયો, અને તે દુરના એક પરગણામાં જઇ ત્યાં ભાડેની એક કોટડી લઇને ઘણીજ મુફલીસીમાં રહયો. તેને આજ સુધી મુફલીસીના સદમાઓનો સ્વાદ ચાખયો નહીં હતો, અને હવે જયારે એકદમ તે ગરીબાઇમાં જઇને પડયો તયારે તેના જીવપર ગોયા છરી ફરવા લાગી !

પેલી તરફના નવા બેરોનેટ સર રાલ્ફે બધાં સગાં વહાલાઓને રૂખસદ આપી, અને તે પછી તેણે જે પહેલું કામ કીધું તે પોતાની મરહુમ એલીઝા અને તેના બાળકની કબર સુંદર સંગેમરમરની ચણાવી અને તયાં તે બે કબરોની આસપાસ એક બાગીચો બનાવયો—મરહુમ અઝીઝો તરફની પોતાની ફર્ઝ બજાવયા પછી, હવે તેણે પોતાના ભાઇ ઉપર વધુ વેર કેમ લેવાય તેનો વીચાર કીધો.

અને ઘરે ગયા પછી તેણે ખયાલ દોડાવયો કે અગર જો તે પોતે પરણે અને તેને પોતાને તયાં એક વારીસ બેટો જનમે તોજ તેના ભાઇ વીલીયમના છોકરા હેનરીનો હકક બેરોનેટસી ઉપરથી ઉઠી જાય. નહીં તો તે પોતે જો એક બેટા વારીસ વગર મરી જાય, તો તેના ભાઇનો તે બેટોજ તેના મરણ પછી બેરોનેટ થાય !

અને, તેથી, હવે તેણે પંચાવન વરસની ઉમરે ફરીથી પરણવાનો વીચાર કીધો.

ચાર મહીના પછી બેરોનેટ પરણયો, અને તેણે પોતાના આલીશાન મહેલની પડોશમાં આવેલા તેની પોતાની માલેકીની ખેતી ઉપરના એક ગરીબ ખેડુતની છોકરી સાથે શાદી કીધી.

બીજા ચાર મહીના પછી તે બેરોનેટની નવી ધણીઆણીએ વધામણી આપી કે તે માદર થવાની હાલતમાં હતી. બેરોનેટનો હરખ તો માયો સમાયો નહીં, અને હવે તેણે એકજ અંદેશો રાખ્યો. તેણે મનમાં ચાહયું કે તેની અઉરતને પેટે છોકરો પયદા થાય, અને છોકરી નહી અવતરે. તેને પોતાને ત્યાં બેરોનેટસી મેલવવા બેટોજ જનમે તે વીચારમાં ને વીચારમાં સર રાલ્ફ કેટલીક વખત તો મીનીટોની મીનીટ ચુપચાપ એક સરખો બેસી રહેતો, અને જો બેટો નહીં આવે તો શું કરવું તેનો અંદેશોબી તે કરતો ! તે માનતો હતો કે પાક ખુદાએ તેને એક ચાનસ આપ્યો હતો અને તેની ઔરત હમેલદાર થઇ હતી, મગર હવે તેના જેવા બુઢ્ઢાને બીજી વખતે કોઈ બચ્ચું થશે તેનો તેને શક હતો !!

મહીનાઓ પછી મહીના ગબડી ગયા, અને હવે બેરોનેટની ધણીઆણી હમેલથી છુટે તે વખત આવી લાગયો.—સર રાલ્ફ પોતે જઇને એક તબીબને દીવસો આગમચથી લઇ આવયો, અને સાથે સાથે એક દાયાનેબી લઇ આવયો.

આખરે તે દીવસ આવયો જયારે તબીબે કહયું કે લેડી લીંડસે તે દીવસે બચ્ચાંને જનમ આપનાર હતી. તે સાંભળીને બેરોનેટે પોતાના નઉ-

કરોને હુકમ આપયો કે તે ઓરડાની તરફ કોઇએબી આવવું નહિ, અને ત્યાં કશી ગડબડ કરવી નહી.

લેડી લીંડસેના ઓરડામાં તબીબ અને પેલી દાયા બન્ને હતાં, અને સર રાલ્ફ લીંડસે પાસેના ઓરડામાં મોટી ચીંતા, મોટી આતુરતા, અને ઘણી ફીકરમાં બેસી રહયો.

અરધોએક કલાક થયો નહીં કે રાલ્ફના ઓરડાનો દરવાઝો ખોલીને ડોકટર અંદર આવયો, અને લેડીને શું આવયું હતું તે પુછવા માટે સર ઘણી મોટી આતુરતાએ ઉઠીને ઉંભો થયો, અને તેણે ઝડપથી પુછયું " શું આવયું ? "

"એક છોકરી." ડોકટરે દીલગીર ચહેરાએ જવાબ આપ્યો ?

"છોકરી ? અફસોસ, મહારી મુરાદ બર નહીં આવી." સર રાલ્ફે ઘણી મોટી નાસીપાસીથી પોતાના પગપર મુકકી મારીને કહ્યું.

"અને તયારે તહમે મહને જે ખાનગી વાત કહી તેને માટે શું તહમે તઇયાર નથી ?" ડોકટરે અજાયબીના ભેલ સાથે સવાલ કીધો.

"તઇયાર, બીલકુલજ તઇયાર. મહારે તયાં છોકરી આવી છતાં બી હું મહારા ભાઇને તો છોડીશ નહી, તેને તવલાવવાને ખાતીર, ડોકટર, હું આપણા વચચેનો ખાનગી તાગડો અમલમાં મુકવા માંગુછ."

"અને હું તહમને મહારી મદદ આપવા તઇયાર છું." ડોકટરે કહયું.

ડોકટર તે પછી નઉકરોવાલા ઓરડામાં ગયો, જયાં નઉકરો તમામ જમાવ થઇ ઉભેલા હતા અને પોતાની શેઠાણીની ખુશ વધામણી સાંભલવા તેઓ આતુર હતા. ડોકરને હસ્તો હસ્તો આવતો જોઇને તેઓ ઘણાં ખુશી થઇ ગયાં કે સારી ખબર હતી.

"મહારાં મીત્રો, તહમારી શેઠાણીએ પોતાના વહાલા ઘણી સર રાલ્ફ-ની પછી વારીસ થવા માટે એક બેટાનો જનમ આપયો છે" અને નઉકરો પોતાના શેઠને ત્યાં વારીસ–બેટો આવવાથી હદથી ઝીઆદા ખુશી થઇ ગયા.

તે ખુશીની ખબર હજુણ તો ડોકટરના મોંહમાંથી બહાર પડી રહી કે સર રાલ્ફ એકદમ તયાં ગભરાતનો મારેલો દોડી આવીને બોલ્યો, "ડોક ટર, જલદી ચાલો, દાયા કહેછ કે લેડી મરણ પામેછ."

"મરણ પામેછ ?" ડોકટરે ગભરાઇને એક બુમ પાડી "એકાએક લે-

ડીની તબીઅતમાં બીગાડો થઇ ગયો !" અને તેટલું બોલીને ડચકાં ખાતાં સર રાલ્ફની સાથે લેડી લીંડસેના ઓરડા તરફ તે દોડી ગયો—નઉકરો તો હુકમ મુજબ પોતાનાજ ઓરડામાં રહયાં, અને તેઓ એકવારના એકદમ ખુશી થઇ ગયલાં હવે દીલગીર થઇને ઉભાં હતાં!

અફસોસ! ખરેખર લેડી લીંડસે મરણ પામતી હતી!—છોકરીને જનમ આપયા પછીજ તેની તબીયતમાં ફેરફાર થઇ ગયો, અને હવે ધીરે ધીરે તેનું હાર્ટ નબળું પડી જતું હતું!

ડોકટરે ઘણી મહેનત કીધી, દાયાએ ઘણી દોડધામ કીધી, પણ મઉતે પોતાનું કામ કરી લીધું: અને બીજા પા કલાકમાં તો લેડી લીંડસે બેજાન થઇ ગઇ!!

ત્રીજે દીવસે મરહુમ લેડીની લાશને મોટી ઇઝઝતથી દફનાવવામાં આવી, અને ડોકટર સર રાલ્ફને એક છોકરો જનમયો છે તેની ખોટી સરટીફીકેટ આપીને સોનાના સીક્કાઓથી પોતાની જેબ ભરપુર કરીને ગયો, સર રાલ્ફે પેલી દાયાને બચ્ચાંની સંભાલ માટે રાખી લીધી, અને તે દાયા સર રાલ્ફની બેટીને ઉપરના દુધે ઉધારવા લાગી.

દાયાને મોટી લાલચ સર રાલ્ફે આપી, અને તેને સખત હુકમ આપયો કે કદીબી તેણે ઓરડાની બહાર જવું નહિ, અને વળી નઉકરોને હુકમ આપવામાં આવયો કે દાયાના ઓરડામાં કોઇએબી પગ મુકવો નહીં.

વળી, સર રાલ્ફે પોતાના સોલીસીટર મારફતે વીલીયમને ખબર કીધી કે સરને ત્યાં એક વારીસ બેટો અવતર્યો હતો.

છ અઠવાડીઆં વીતી ગયાં, અને તે પછીને એક દીવસે સર રાલ્ફ અને પેલી દાયા પેલી બાળ—છોકરીને ઓઢાડી પોઢાડીને પાસેના એક દેવળમાં લઇ ગયા, અને ત્યાં તેનું નામ જુલીયસ પાડયું.

સર રાલ્ફ પોતાની છોકરીને એક છોકરી તરીકે નહીં પણ એક છોકરા તરીકે દુન્યા સનમુખ રજુ કરવા માંગતો હતો, અને તેમ કરીને તે પોતાના ભાઇ વીલીયમના બેટા હેનરીનો હક બેરોનેટસી ઉપરથી રદદો બાતલ કરવા ઇચ્છતો હતો.

તે પવીત્ર કુદરતને ઠગાવવા માંગતો હતો, અને ગોયા દુનીયાની ચશ્મોમાં ધુળ ઉડારવાની કોશીશ કરતો હતો!!



### ૩.

ત્રણ વરસ તે વાતને થઇ ગયાં, અને બેરોનેટની તે શીરખોરી લડકી હવે ખાતી પીતી થઈ પેલીજ દાઈ તેને પાલતી પોસતી હતી, અને જો કે તે દાઇને ખુરાકી તમામ પ્રકારની ઉત્તમ મલતી હતી છતાંબી તે એકના એક પુરા ઓરડામાં ગોંધાઈ રહેવાથી તે જાણે ગંધાઇને ગભરાઇ ગઈ હતી !

સર રાલ્ફ લીંડસે તો મનમાં ઘણો ખુશ હતો કે તેનો ભેદ જણાયલો નહિ હતો, અને એજ ઢબે જો કામ ચાલ્યું તો વરસોનાં વરસો સુધી તે તે ભેદ ઘણીજ આસાનીથી ચલાવી શકનાર હતો, એમ તેણે મનમાં સધ્યારોબી લીધો; લેકીન, તેટલાં એક અજાયબ સંજોગ બની ગયો !

એક દાહાડે સર રાલ્ફને કોઇ ઘણાજ એક અગત્યના કામસર કેનતરબરી જવું પડયું, અને કેટલાક કલાક તેને ત્યાંજ રોકાવું પડયું.

તેની ગયરહાઝરીના વખતમાં એકાએક પેલી દાઇની તબીયત બીગડી આવી, અને તેને ઠંડી ચઢીને તાવ થઇ આવી ! તાવથી તે ગભરાઇ ગઇ, અને તેણે તે બંધ ઓરડાની બારીઓ ખોલી નાંખીને મોટે મોટે બુમ પાડી દીધી !

દાઇની બુમ એક નઉકર જે ત્યાંની બારી નીચે ઉભેલો હતો તેણે સાંભળી, અને તેણે ધારયું કે જો કાંઇ અસાધારણ બન્યું હોય તો તે ખાનગી ઓરડામાં જઇને મદદ આપવાથી તે પોતાના માલેકની ખફગી ખેંચી શકશે નહીં,—અને, તેથી, તે દાઇના ઓરડામાં ધસી ગયો !

તે વખતે સરની છોકરી તો બીછાનામાં ઓઢી પોઢીને સુતેલી હતી, અને નઉકરને જોઇને દાઇએ તબીબ બોલાવવા કહ્યું.

પેલો નઉકર જે તોમસ નામનો હતો, તે તુરતજ ડોકટરને બોલાવવા દોડયો, અને થોડો વખત પછી તે એક ડોકટરને લઇને દાઇના ઓરડામાં દાખલ થયો, દાઇને તપાસીને તે તબીબ દવા લખતો હતો તેટલાં સર રાલ્ફ આવી લાગ્યો !

સર રાલ્ફે તે ગભરાત અકરાતમાં પહેલાં પોતાની છોકરીને જોઇ, અને તેને સધ્યારો મલ્યો કે દાઇએ તે બચ્ચાંને ઓઢાડેલું હોવાથી તેનો ભેદ ખુલ્લો થયો નહિ હતો.

સર રાલ્ફને જોઇને હવે તે દાઈ ઉખડી "મહને અહીંથી લઇ જાઓ, હું આએ ઓરડામાં ગુંગલાઇ જઇશ,—મહને હવે આએ ઓરડામાં ગોંધાઇને

ગંધાયા કરવાનું મુદ્દલજ પસંદ નથી. ડોકટર, ડોકટર, હું એવા એક ગુ-નહાની ગુનહાગાર છું કે હું નહીં સહમજતી કે પાક ખુદા પાસે હું કેવું મોહું લઇને જઇશ! હું બધું કબુલ કરી દેવા માંગુછ!"

તે અહીં નમોસ થઇ ગઇ, અને પાણી પાણી થઈ જતાં દમ લેતી થોભી. તેટલાં સર રાલ્ફે પોતાના નઉકર તોમસના કાનમાં કહ્યું "તોમસ, તું ડોકટરની મદદ લઇ આવ્યો તે સારૂંજ થયું. આએ બીચારીને તો પવન થઇ આવયોછ, અને તાવ તથા પવનની જુહમમાં એ કંઇનું કંઇ બબડેછ. તું હવે જા, હું ડોકટરને ચાંપતી સારવાર કરવાનું કહીશ."

તોમસ ગયો, અને સર રાલ્ફે હવે પેલા ડોકટરને બાજુએ બોલાવીને તેના હાથમાં બે નોટ સેરવી દેતાં કહ્યું "એ તો બધું તાવની જુમમાં બકેછ. મહારી પાસે એને વાસ્તે તાવની દવા છે, અને હવે તહમે ગુપ-ચુપ સીધારો."

ડાકટરબી ગયો-અને તે પછી મયદાન ખાલી થવાથી સર રાલ્ફે મોટા ગુસ્સાથી તે દાઇના બીછાના આગળ ધસી જઈ તેનો હાથ પકડીને ખુબ ઝોરથી હીલવતાં કહ્યું "કંગાળ–ડાકણી–ચુંહરેલ, તું શું મહારો ભેદ ખુલો કરવા માગેછ? મહારો ભેદ? હું કે જે તુંને રસ્તાપર ભીક માંગતી આએ મોટા મહેલમાં લઇ આવયો, તેને રૂશવા કરવાપર ખુશી થઇછ? મેં તહારી ભીકારી હાલતને બદલી નાંખી તુંને એક અમીરી મહેલમાં મો-જમાં મેં મહાલતી કરી—જાતજાતના મેવા મીષ્ટાંન તુને ખાતી મેં બનાવી, તેજ શખસને, તેજ મુરબ્બીને, તું નમક હરામ થઈ આજે દુનયા આગળ શરમીન્દો બનાવવા માંગેછ! હયફ છે, શયતાન, તહારીપર! લાનત હઝાર તહારીપર!"

"ઓ નહી-નહી!" તે ઔરતે બુમ પાડી "તેં ઉલટી મહને કંગાલ બનાવી! એ ખરૂં છે કે હું ગરીબ હતી, હું ભુકથી આજીજ હતી, હું રસ્તે રસ્તે ભીક માંગતી હતી–મગર, હું તે વખતે નીરદોશ હતી. હું તે વખતે આટલી બધી ગુનહાગાર નહીં હતી. આજે? આજે તો હું તહારી સાથે તે ગુનહામાં શામીલ છું જેના બોજથી કોણુ જાણે મહારીપર પાક ખુદાનો ખૌફ કેવો ઉતરશે! ઓ, તું મહને પાછો રસ્તાઓપર ભીક માંગતો છોડી આવ, કે મહારા માથાપરના આએ સુફેદ બાલની કાંઇબી ઇઝઝત બાકી રહે–લેકીન, જો મહને આલીશાન આએ મહેલમાં શહેનશાહી ખુરાકબી તું ખવાડશે તો મહારી નીરદોશ ઝીંદગી જે ગુઝરી ગયલી છે તે ઉપર આ-ઝાબ પડશે!"

"ખામોશ, દાકણી!" સર રાલ્ફે વધારે ગુસ્સાબાઝ બની જઇને પુકારયું.

"નહી–નહી, હું ખામોશ હવે રહી શકનારજ નથી. હું જાણુંછ કે હવે મ્હારૂં મઉત નઝદીક છે, તો બાકીના થોડા વખતમાં હું મ્હારૂં પેટ ખાલી કરવા માંગુછ, હું ત્હારા બાઇ આગલ તું જે ગયર ઇનસાફ તેને કરેછ તેનો ભેદ ખોલવા માંગુછ."

"ખોલી દે--ખોલી દે!" અને તેમ બોલતાંજ ઘણા જુનુની ગુસ્સાથી સર રાલ્ફે એક હાથ તે દાઇના મોંઢાપર દબાવ્યો, અને બીજે હાથ તેના ગલાંપર ઝોરથી દાબ્યો!

દાઇ ચુપ થઈ, મગર, સર રાલ્ફને લાગ્યું કે તેના હાથ નીચે દાઇનું ગલું જે દબાયલું હતું ત્યાં કાંઇ ફેરફાર થતો હતો--તેણે ગભરાઇ જઇને તે હાથ તે પછી ઉંચકી લીધો, લેકીન, તેણે વાંકાં વલીને જોયું તો તે દાઇનો દમ ખલાસ થયો હતો!

સર રાલ્ફે ગુસ્સામાં તે દાઇનું ખુન કીધું હતું!!

૪.

સર રાલ્ફ હવે ઘણો પસ્તાયો! તેણે જોયું કે તે કમબખત ગુસ્સાની ગરમીએ તેની આંખોપર અંધારાની વરાલ એવી ફયલાવી હતી કે તેને સુઝ્યું નહીં, અને તેથી તેણે એરનું દોર કરી નાંખ્યું! પાક ખુદા એવા ગુસ્સાથી માણુસોને સદા બચાવે!

હવે તેણે તે દાઇની લાશને દુર કરવાની કોશીશ કીધી. તેનો મહેલ ઘણા અસલના વખતનો હતો, અને તે મહેલના દરેક ઓરડાની દીવાલોમાં જડી લીધેલી છુપી કબાટો હતી તે વાતથી તે માહીતગાર હતો. તેણે, તેથી, તે બુઢ્ઢયાની લાશને તેજ ખાનગી ઓરડામાંની દીવાલમાં જડેલી છુપી કબાટમાં બંધ કરી દેવાનો ખ્યાલ કીધો. તેણે દીવાલમાં જડેલી એક છુપી ચાંપ દાબી, દીવાલ એક બાજુએથી ખસીને કબાટ દેખાઇ, જે કબાટમાં તેણે તે લાશને નાંખી, અને પછી પાછું જેમનું તેમ બધું કરી દીધું!

અફસોસ! માણુસ ઝાત એકબીજાપર વેર લેવા જતાં કેટલા બધા પાપનો બોજો પોતાના સરપર વોહરી લે છે!! બીજાપર વેર લેવા માટે જે છુરી તે તઇયાર કરે છે તેજ છુરીને તેઝ બનાવવા માટે તો પહેલાં ખુદ તે પોતાનાજ હાથમાંના પત્થરપર તે ઘસે છે--અને પોતાનીજ આંગળી તે પર ફેરવીને તેની આઝમાઇશ લે છે તેબી તે કેમ ભુલી જાય છે!--સર

રાલ્ફની હાલત બી તેજ હતી, એક પાપને છુપાવવા માટે તે કેટલા બધા પાપના બોજા તળે દબાતો હતો !--તે દરરોઝ ભેદ ખુલશે તેથી ગભરાઇને અનેક કીસમની બુરાઇઓ કરવા ઉપરાંત હવે તો એક ખુનીબીબન્યો હતો !

બીજે દીવસે બેરોનેટે બુમ ઉડારી કે પેલી દાઇની તબીયત સુધરતી હતી–અને આઠ દહાડા પછી બુમ ઉડારી કે દાઇ તદનજ સારી તંદરૂસ્તીમાં હતી, મગર તે હવે પોતાને માદર વતન જવા માંગતી હતી !–સર રાલ્ફ જે ગાડી પોતે હાંકતો હતો તે રાતના દશ વાગતાં પછી તઇયાર રાખવાનો તેણે હુકમ આપયો, કેમ જે મધ્ય રાત્રે જતી ટ્રેનમાં તે દાઈ ઉપડવાની હતી તેમ તેણે નઉકરોમાં ઝાહેર કીધું !

તેણે પાટીઆંપર પાટીઆં ગોઠવ્યાં, અને તેમાં તે ફતેહમંદ તરેલો જણાયોબી ! વળી તે રાતના દાઇને પહોંચાડી આવ્યા પછી તે બીજે દીવસે પાછો બહાર ગયો, અને એકુ કલાકમાં તો એક મુંગી--બહેરી અઉરતને પોતાની છોકરી આગળ રહેવા માટે તે લઈ આવયો ! પેલી મુંગી–બહેરી નઉકરડી કાંઈ લખી–વાંચીબી જાણુતી નહી હતી, અને સર રાલ્ફે જોયું કે આ થોભલું જુલીઅસની નઉકરી કરવા માટે અચછુંજ હતું ! !

બેરોનેટના નઉકરો બેરોનેટની અજાયબ જેવી વરતણુંકથી પોતાના તે શેઠને વહેશી સમજતા હતા, અને તેમ માનીને કોઇ ચાવાચીવીબી નહીં કરતું !

જુલીઅસ જનમથીજ એક મજબુત તંદરૂસ્તીવાળું બચ્ચું હતું, અને બચપણુમાં તે સંજોગે છોકરીને બદલે કાંઇ છોકરા જેવું લાગતું-તોબી વખત જતો ગયો તેમ તેના ચહેરાપર નાઝુકાઇનો છાપ ફરતો રહયો.

સર રાલ્ફ કોઇ કોઇ વાર તે મુંગી–બહેરી આયા સાથે તે છોકરીને છોકરાનો વેશ પહેરાવીને ગાડીમાં ફરવા લઇ જતો, અને તેના મીત્રો તેના છોકરા (!) ને જોઇને કહેતા "કેવો મજાનો હસીન સુરત છોકરો છે !"

જુલીયસ આઠ વરસની થઇ ત્યારે તેને એક શીક્ષક શીખવવા આવતો હતો, અને તે માસ્તર કેળવણી આપે તેટલો વખત સર રાલ્ફ તેજ ઓરડામાં બેસી રહેતો !–તે શીક્ષકબી બેરોનેટની ચાલથી અજબ અજબ થયો; મગર, તેણેબી બીજા નઉકરોની માફક માની લીધું કે બેરોનેટ વહેશી હતો !

વખત વીતયો ગયો, અને જુલીઅસ (!) સોલ વરસની ઉમરની થઇ જે અરસામાં ઘણીવાર તે બેરોનેટનો ભેદ ખુલતો બચી ગયો, અને ઘણી વાર બાપ–બેટીને તે બાબદ ઉપર તકરારબી થઈ ગઇ !

હવે આપણે એ લાંબા વરસો દરમ્યાન વીલીયમનું શું થયું તે ટુંકમાં જોઇ લઇશું: તે બીચારો મુફલીસીના સદમાઓ ખમી નહીંજ શક્યો, પઇસા પઇસાનો મોહતાજ થયો, દુખ અને રંજના બોજાથી તુટેલા દીલનો થઇ ગયો; અને તે પછી અમીરી મહેલનો એકવારનો મોજમાં મહાલતો તે શખસ દીવાનો થઇ જઇને મેડહાઉસની એક કંગાલ કોટડીમાં પડયો !!—દીવાના વીલીયમને માટે તેની મુફલીસ મહેરદાર કે તેનો ગરીબ છોકરો સારી દવાઇ કે સારી માવજત અપાવી શકયા નહી; અને તે કંગાલ બીચારો દીવાનો, બેકસ લાચાર એક મઝદુરની માફક પાગલખાનાની તે કંગાળ કોટડીમાં રીબી રીબીને હલાક થઇ ગયો !!

વીલીયમના મરણ પછી તેની બાયડીને પાલનાર તેનો એકપુરો બેટો હેનરી હતો. અને હવે હેનરી પોતાની અને પોતાની પયારી માદરનું પેટ ભરવા માટે એક નહાની ઓફીસમાં નહાના પગારપર નકરી રહયો !

હવે, પેલી તરફ, જુલીયસના ભરાવદાર મોટા ઝુલ્ફાને કાપી નાંખવાન આવતાં હતાં; અને તે બાપ પોતે કેટલીકવાર પરતાતોબી હતો કે તેની આવી ખુબસુરત છોકરીને સુંદર લીબાસને બદલે તેને નછાજતા મરદાના કપડાંમાં ખુશદઉલથી કાંઇક બેદઉલ બનાવી દેવામાં આવતી હતી !

જુલીયસને તે બાપે (પેલી દાઇના ખુન સીવાયની) બધી વાત કહી દીધી હતી, અને તે પોતાની ગરીબ કાકી અને પોતાના મુફલીસ પીત્રાઇને મલવા જવા અને તેમને વાત કહી દેવા માટે પોતાના પીતાને સમજાવતો—મગર, તે વરૂધ બેરોનેટ પોતાની બેટીના પગોપર પડી જવાને તેના "સુફેદ બાલોને કબરમાં જતી વખતે ખાકમાં નહીં મીલવવા" માટે અર્ઝ કરતો રહેતો !!

જુલીઅસ મરદાના લીબાસમાં પોતાના બુઢા પીદર સાથે ઘોડેસ્વાર થઇને આસપાસની અતરાફમાં ફરતી રહેતી હતી, અને કોઇકવાર તે પોતાના ઘોડાપર સ્વાર થઇને પીદરની સાથ વગરબી અકેલી ફરવા જતી !

૫.

જુલીઅસ પોતાના પીદરની મનાઇ છતાંબી જયારે જયારે એકલી પડતી ત્યારે પોતાની કાકી કયાં વસ્તી હતી અને પીત્રાઇ કઇ ઓફીસમાં નોકરી કરતો હતો તે વાતની ખબર કાઢતી રહેતી અને એવી ખણખોડ પછી તેણે પત્તો મેલવ્યો-અને એક સ્હવારના નાસ્તો કરી રહીને તે અકેલી ઘોડેસવાર થઇને માઇલોના માઇલ કુદાવીને ત્યાં આવી જયાં તેનો પીત્રાઇ કામ કરતો હતો.

મુફલીસ હેનરી કામના બોજામાં મશગુલ હતો, અને તેને માટે પાક્કી પુછપરછ કરીને જુલીઅસ તેની આગલ જઇને બોલી "તહમારૂં નામ મી૦ લીંડસે છે કે, સાહેબ ?"

"હુંજ તે છેઉં, સાહેબ." હેનરીએ નઝર ઉઠાવીને કહયું "આપની કાંઇ ફરમાસ ?"

"જી, ફરમાસમાં ફરમાસ તો એ કે હું આપની દોસ્તીનો તલબગાર થઇને અહીં વેર ઘણા દુરથી આવેલો છેઉં."

"બહુજ તઅજજુબની વાત છે!" હેનરી અજાયબી પામીને બોલ્યો "આપ ઘણા દુરથી આવેલા છેઓ, અને મહારા જેવાની દોસ્તીના તલ-બગાર છો !"

"એમાં કોઇ અજાયબી નથી!" જુલીઅસે સ્હેજ હસીને કહયું "એક લાયક આદમીની સારી વાત જો જાણી હોય અને તેથી જો આપ-ણને તેના મીત્ર થવાની મરજી થઇ હોય તો મી૦ લીંડસે, તેમાં તઅજ-જુબ થવા જેવુંજ શું છે જે તેની વાત!"

"આપ કોઇ મોટા માલદાર દેખાઓ છે." હેનરીએ કહયું "અને હું એક મીસકીન મુફલીસ આદમી છું, તો મહારી અને તહમારી દોસ્તી થઇ જ શકશે કેમ? તવંગરી અને મુફલીસીને આએ દુનયામાં ગોયા એક જાતની દુશમનાઇ હોય છે."

"મગર, જો તવંગરી અને મુફલીમીના બનેલા બે શખસો વચ્ચે કોઇ ઘાડો સંબંધ હોય તો ?" જુલીઅસે પુછયું.

"આએ દુનયામાં તો સીર્ફ પઇસાનીજ પુંજા થાય છે!" હેનરીએ જણાવયું "ઘાડો સંબંધ આજકાલ સમજે છે કોણ! આજે તો એક તવંગર ભાઇ પોતાના બીજા મુફલીસ ભાઇને જોતો નથી તો પછી એના કરતાં વધારે ઘાડો સંબંધ દુનયામાં બીજો શું હોઇ શકે ?"

"હું તેમ માનતો નથી" જુલીઅસે કહયું "કદાચ તે મુફલીસ ભાઇએ પોતાના તવંગર ભાઇનેબી કોઇ વાર કાંઇ દુખ દીધું હોય, અને તેથી તે ઘાડો સંબંધ ફુટો હોય ! દાખલા તરીકે તહમારા મરહુમ પીતા અને મહારા પીતા!"

હેનરી તો તે સાંભલીને ફાટે ફાટે ડોળે તે જવાનને જોવા લાગ્યો, અને તેણે વધારે અજાયબી પામતાં સવાલ કીધો. "ત્યારે, આપ કોણ છો ?"

"હું ?–હું મારો કઝીન છું." જુલીઅસે કહયું, અને તેણે શેકહેંડમાં હાથ લંબાવયો "તહમારો હાથ મારા હાથ સાથ મીલાવો."

"તહમારા પીતાજી એક મુફલીસના હાથથી બેઝાર છે–"

"મગર, હું નથી,–લાવો હાથ."

અને તે બેઉ કાકા–કાકાનાં આ પહેલીજવાર એક બીજાને શેક-હેંડથી ભેટયાં!

"હું હવે ત્હમને અહીં મલવાને વાસ્તે થોડે થોડે દીવસે આવ્યા કરશ, ત્હમુને તે ગમશે કે!" જુલીઅસે પુછ્યું.

"ઓ, મહને ઘણુંજ ગમશે." હેનરીએ ખરી ખુશાલીથી કહયું.

"મ્હારાં કાકીજી કેમ છે?" જુલીઅસે સવાલ કીધો.

"બીચારાં બીમાર છે." હેનરી લગભગ રડી પડતાં બોલ્યો.

"હું આજે તો તેમને મલવા જઇ શકતો નથી–પણ બીજી વખતે જરૂર આવીશ." જુલીઅસે જણાવ્યું અને તેમ બોલી રહીને તેણે પોતાની જેબમાંથી નોટનો એક ચોડો ખેંચી કાઢીને તે હેનરીના હાથમાં મુકીને કહયું "મ્હારાં કાકીને સલામ કહેજો, અને મ્હારે બદલે તેવણને મ્હારી તરફથી આએ નજીવી ભેટ આપજો–નહીં, તહમે એમ અચકાઓ ના, હું અને તહમે કાંઇ જુદા નથી, આપણે આખર કરેને બેઉ એકજ છીએ, યાદ રાખો હેનરી, કે આપણાં શરીરમાં વહેતું લોહી એકજ ચશમાંથી વહીને આવેલું છે."

હેનરીએ શરમાતાં શરમાતાં તે નોટનો ચોડો લીધો, અને તે મુફલીસ જવાનની પોતાની માલેકીમાં આ પહેલીજવાર એટલી બધી નોટો આવી હતી, જે જોઈ તેણે આસમાન તરફ આંખ ઉચકીને પાક ખુદાના શુકરાના કીધાં!

તે બેઉ હવે છુટા પડયાં.

તે પછી, ઘણીવાર જુલીઅસ હેનરીને ઓફીસમાં મળી, અને પોતાની કાકીને તેને ઘર જઇને ભેટી!—તેણે તે બીમાર કાકીને મોટી મોટી રકમો આપી, અને મોટા ડોકટરોની દવાઇ તથા ખુબ શક્તીવાલા ખુરાકથી તે વરૂધ થવા આવેલી અબળા જુલીઅસને હઝારો દુઆ દેતી પાછી એકવાર ટટાર થઈ!

વલી, તે બે કઝીન એક બીજા સાથે રાઇડ લેતા કોઇ કોઇ રહાંજ ખુશ ગુફતેગોમાં પસાર કરતાં ફરતાં હતાં; અને વલી, કોઇ દીવસ તો વાયદો કરીને તહેવારપર આખો દીવસ તે બે ઘોડેસ્વારો ફરી હરીને મોજ કરતાં.

ઓફીસથી રીહા પામી એવાજ એક વાયદાને આધીન થઇને હેનરી એક દીવસે જુલીઅસની વાટ જોતો મયદાનમાં ઉભો હતો, અને જુલીઅસ વાયદા મુજબ હજુણ આવી નહીં હતી!

એકાએક એક ઘોડો ત્યાંથી સ્વાર વગર પસાર થઇ ગયો જેણે હેનરીએ જુલીયસના ઘોડા તરીકે ઓલખ્યો–હેનરી તુરત સમજી ગયો કે

જુલીઅસને નાંખી દઇને ઘોડો દોડી ગયો હતો, અને તેથી તે જુલીઅસને શોધતો આગલ વધ્યો.

અને જુલીઅસ તેને મલી, તે ઘોડાપરથી ઉદલાઇને ત્યાં બેશુદ્ધ થઇ પડી હતી!–હેનરીએ પોતાના પીત્રાઇની બેસુદ્ધી દુર કરવા તુરતજ ઘોડાપરથી ઉતરીને તેને પોતાના રૂમાલથી પંખો કરવા લાગ્યો, અને છાતીને ખુલ્લી હવા લાગે તેથી તેણે જુલીઅસના ડગલાના અને બંદીના બટન ખોલવા માંડયાં!–હેનરીએ બટન બધાં ખોલ્યાં, અને જેવી તેણે તે પીત્રાઇની સુફેદ દુધ જેવી છાતી ખુલ્લી મુકી દીધી કે એકદમ સાંપે દંખ માર્યો હોય તેમ તે ઉછલીને ઉભો થઇ ગયો ! !

હેનરી તે દેખાવથી દાંતમાં આંગલું પકડીને તયાંજ જડ થઇને ઉભો રહયો !—મગર, જુલીઅસ ધીરે ધીરે હોશમાં આવવા લાગી.

"જુલીઆ" હેનરી હવે તે પીત્રાઇને તેના ખરા આકારમાં જોઇને તેને નારી જાતીનાં નામથી પોકારીને કહેવા લાગ્યો, "આહહા ! મ્હને શું ખબર કે પ્રપંચના કાલાં વાદળાં તળે એક નુરમંદ માહાતાબ છુપાયલો હતો ! !–હું આજ સુધી સમજી શક્યો નહી કે હું તુંને જોયા પછી હદથી બાહર કેમ દીવાનો બન્યો હતો ! જુલીઆ, પ્યારી જુલીઆ, તું મ્હારો પ્યાર કબુલ કરે તો હું કેટલો બધો સુખી થાઉં ! બોલ, પ્યારી પીત્રેણ, બોલ, તું મ્હને ત્હારા ભરતાર દાખલ કબુલ કરેછ ?"

"હું ત્હમારીજ છું, વ્હાલા હેનરી" અને એમ બોલતાંજ જુલીઆ–બેરોનેટના પ્રપંચ તળે આજ સુધી ઓળખાતી જુલીઅસ–પોતાના પ્યારા પીત્રાઇના હાથોમાં જઇ પડી ! અને તે બે વહાલાંઓએ બોસાઓનો એક વરસાદ ગોયા ત્યાં વરસાવી દીધો ! !

* * * *

* * *

ઇનતેકામની આગથી જલી રહેલા તે અક્કલમંદ બેવકુફ પ્રપંચી બેરોનેટે હવેજ જોઇ લીધું કે પવીત્ર કુદરત સાથ લડવામાં કોઇ ફાયદો નહી હતો. પવીત્ર કુદરતને કદીબી કોઇબી ઇનસાન હંફાવી શકેજ નહીં.

અને તેણે જયારે સઘળું ભોપાળું ફુટેલું જોયું, તયારે ઝબરદસ્તીની ખુશીથી તેણે તે બે પીત્રાઇની શાદી પોતે કરી આપી.

એક વરસ પછી તે બેરોનેટ પોતાના મરહુમ ભાઇના છોકરા અને પોતાના જમાઇ હેનરીને પોતાની તમામ દઉલત મરતી વખતે આપી દીધી, અને મી. હેનરી લીંડસે તે વખતે સર લીંડસે બેરોનેટ થયો ! ! (સમાપ્ત)

---

પાક ખુદા આપણા બખતાવર નામદાર શહેનશાહ જયોર્જને સલામત રાખે.